# ભગિની સમાજના બીજા વાર્ષિક સંમેલનના પ્રમુખઃ શ્રી૦ મોહનદાસ કરમચંદ ગાંધીનું ભાષણ.

( મુંબઇ, તારીખ ૨૦-૨-૧૯૧૮. )

---

**ભગિની સમાજનાં વ્હાલાં બ્હેનો અને ભાઈઓ,**

ભગિની સમાજના આ વાર્ષિક સંમેલનમાં મને પ્રમુખપદ આપ્યું છે તેને સારૂ હું આપ બ્હેનોનો આભાર માનું છું. મારી ઉંડી ઇચ્છા તો એવી છે કે આપ આપના કાર્યમાં પુરૂષની મદદ અથવા સલ્લાહ ભલે લ્યો, પણ પ્રમુખપણું તો સ્ત્રીનેજ હોય. આ સમાજનો શુભ હેતુ સ્ત્રીજાતિની ઉન્નતિ છે, અને બીજાંની તપશ્ચર્યા વડે જેમ અપણને વિમાન નથી મળી શકતું તેમ પુરૂષ થકી સ્ત્રીજાતિની ઉન્નતિ નહિ થાય. પુરૂષ સ્ત્રીની ઉન્નતિ ન ઇચ્છે અથવા સ્ત્રી પુરૂષની મારફતે ઉન્નતિ ન મેળવે એમ કહેવાનો આશય અહિં નથી, પણ હરકોઈ વ્યક્તિ કે જાતિ આપબળ-થીજ ઉન્નતિ મેળવી શકે છે એ સિદ્ધાંત આપની સમક્ષ મૂકવા ઇચ્છું છું. એ નવો નથી પણ ઘણી વેળા તેનો અમલ કરતાં આપણે ચૂકી જઈએ છીએ.

આ સમાજ અત્યારે ભાઈ કરસનદાસ ચીતલીયાના ઉત્સાહ ઉપર ઘણે ભાગે નભી રહ્યું છે. હું એવો અવસર જોવા ઇચ્છું છું કે જ્યારે આપ બ્હેનોમાંથી કોઈ ભાઇ ચીતલીયાની જગ્યા રોકી લે, અને એમને આ સમાજ બીજાં કાર્યોને સારૂ મુક્ત કરે. સ્ત્રીસેવાજ એ જેણે ધર્મ માન્યોછે એ તો બીજું કાર્ય પણ એ દિશામાં શોધશે. પણ જ્યારે આ સમાજ પોતાના અધિકારીવર્ગને સ્ત્રીમંડળમાંથીજ ચૂંટી લઈ પોતાનું કાર્ય આજે દીપેછે તેના કરતાં પણ વિશેષ દીપાવી લેશે ત્યારેજ તેનું ખરૂં સ્વરૂપ બહાર પડશે. આપ જાણોછો તેમ હું સ્ત્રીઓ અને પુરૂષો

બન્નેના નિકટ સંબંધમાં રહ્યા કરૂં છું, પણ હું જોઇ શકું છું કે સ્ત્રીઓની સેવા કરવામાં સ્ત્રીઓ વિના હું ચલાવી શકતોજ નથી, અને તેથીજ હું પોકારી પોકરીને જ્યારે જ્યારે પ્રસંગ મળે છે ત્યારે ત્યારે કહ્યા કરૂં છું કે જ્યાંસુધી સ્ત્રી હિંદુસ્તાનમાં એક રતિભાર પણ દબાયલી રહેશે, અથવા ઓછા હક્કો ભોગવતી હશે ત્યાંસુધી હિંદુસ્તાનનો ખરો ઉદ્ધાર થવાનો નથી, એટલે આ સમાજ સર્વ પ્રકારે પોતાના હેતુ પાર પાડી શકે તેથી હિંદુસ્તાનનું ગૌરવ પણ વધશે.

પણ સ્ત્રીની ઉન્નતિ એટલે શું? અવનતિ થઈ હોય તોજ ઉન્નતિનો પ્રશ્ન ઉઠે. અવનતિ હોય તો કયાંથી થઈ અને તે કેમ ટળે? આ બધા વિચારો ચોક્કસ રીતે કરવા એ આપણું પ્રથમ કાર્ય છે. હિન્દુસ્તાનમાં ચોતરફ ફરતાં મેં જોયુંછે કે જે ખળભળાટ ચાલી રહ્યો છે તે ખળભળાટ આકાશમાંહેનાં ન્હાના વાદળ જેવડો છે. કરોડો સ્ત્રીપુરૂષોને એ ખળભળાટનું કશું ભાન નથી. ૮૫ ટકા સ્ત્રીપુરૂષ પોતાનું નિર્દોષ જીવન આપણી હીલચાલોથી અલિપ્ત રહી ગાળ્યા કરે છે. તેઓમાં સ્ત્રીપુરૂષ પોતપોતાના ભાગ યોગ્ય રીતે ભજવ્યે જાય છે. બન્નેમાં કેલવણી અથવા તેનો અભાવ, જે કહો તે એક સરખાં છે, અને બંને એક બીજાંને સાહ્ય કરી રહ્યાં છે. એમના જીવનમાં જે જે ખામીઓ જોવામાં આવે છે તે, બાકીના ૧૫ ટકા રહ્યા, તેઓના જીવનની ખામીનો કાંઇક પડઘો છે. હું માનું છું કે જો ભગિની સમાજની બ્હેનો આ ૮૫ ટકાના જીવનનો સારો અભ્યાસ કરે તો આ સમાજની કાર્ય રેખા બહુ સુન્દર રીતે ઘડી શકે.

આ સમયે આપણે જે વિચારી શકશું તે ઘણે ભાગે માત્ર ઉપર્યુક્ત ૧૫ ટકાનેજ લાગુ પડતું હશે. તેમાં પણ જે અવનતિ સ્ત્રીપુરૂષ બન્નેને સામાન્ય છે તેનો વિચાર અહીં અસ્થાને હશે. એટલે આપણે સ્ત્રીપુરૂષને મુકાબલે જ્યાં સ્ત્રીની અવનતિ વિશેષ રહેલી છે તેનોજ વિચાર કરવો રહ્યો. કાયદાઓ ઘડવાનું કાર્ય ઘણે ભાગે પુરૂષને હસ્તક રહેલું છે. તેણે હમેશાં વિવેક દૃષ્ટિ વાપરેલી

જોવામાં નથી આવતી. સ્મૃતિકારોએ સ્ત્રીઓને વિષે જે જે લખેલું છે તેનો બચાવ સર્વથા નથી થઇ શકતો. બાળલગ્ન, વિધવાઓની ઉપરના જાપ્તા વિગેરે...સ્મૃતિઓનાં વાક્યોને આભારી છે. તેઓને શૂદ્ર વર્ગની સાથે મૂકવાથી હિંદુ સંસારને કલ્પનામાં ન આવી શકે એટલો ધક્કો પહોંચ્યો છે. મારાં આ વચનોમાં અને ઘણી વેળાએ ખ્રીસ્તીઓના આક્ષેપો વચ્ચે શાબ્દિક સામ્ય જોવામાં આવશે. પણ અમારી વચ્ચે એ ઉપરાંત બીજી કંઇ પણ સમાનતા નથી. ખ્રીસ્તી લેખકોનો આક્ષેપ હિન્દુ ધર્મનું મૂળ ઉખેડવાના હેતુથી થએલો છે. હું મને પોતાને બહુ ચુસ્ત હિન્દુ ગણું છું, અને મારો આક્ષેપ, હિન્દુ ધર્મની ન્યૂનતા દૂર કરી એને પોતાનું અસલી ભવ્ય સ્થાન મળે, એવા હેતુથી મૂકાયલો છે. ખ્રીસ્તી ટીકાકારો સ્મૃતિની અપૂર્ણતા બતાવી તેને સામાન્ય ગ્રંથ તરીકે ગણાવવા માગે છે. મારો પ્રયત્ન એમ જણાવવાનો છે કે સ્મૃતિની અપૂર્ણતાનું કારણ તેમાંના ક્ષેપક શ્લોક છે, અથવા તો આપણા અધઃકાળમાં માન્ય થએલા સ્મૃતિકારોએ મૂકેલા એ શ્લોકો છે. એ શ્લોકોને કાઢીને શેષ રહેલી સ્મૃતિની અપૂર્વતા બતાવી શકાય છે. મિથ્યાભિમાનથી અને અજ્ઞાનથી સ્મૃતિમાં ને બીજા હિન્દુ ધર્મમાં ગણાતા બધા ગ્રંથોમાં ક્યાંયે ખામી નથી એમ માની, મનાવી હિન્દુ ધર્મનો લુલો બચાવ બિલકુલ કરવા માગતો નથી. તેથી હિન્દુ ધર્મ ચઢતો નથી પણ પડે છે, એવી મારી દૃઢ માન્યતા છે. જે ધર્મમાં સત્યને ઉત્કૃષ્ટ પદ અપાયલું છે તે ધર્મમાં અસત્યની પૂરણી હોયજ નહિ.

ત્યારે સ્ત્રી જાતિની અવનતિ દૂર કરવામાં મહાભગીરથ પ્રયત્ન તો હિન્દુ ધર્મશાસ્ત્રમાં સ્ત્રીઓને વિષે રહેલા આક્ષેપો દૂર કરવાનો છે. એ પ્રયત્ન કોણ કરી શકે? અને કેમ થઈ શકે? મારી અલ્પ મતિ પ્રમાણે મુખ્યત્વે એ પ્રયત્ન કરવાને સારૂ આપણે સીતા, દમયન્તી, દ્રૌપદિના જેવી પવિત્રતા વાળી, તેઓના જેવી અતિશય આગ્રહવાળી, સંયમી સ્ત્રીઓ પેદા કરવી પડશે.

એ વેળા આ સતીઓને પૂજનારો હિન્દુ સંસાર આધુનિક સતીઓને પણ પૂજશે. તેઓનાં વચન શાસ્ત્ર પ્રમાણુ જેવાં ગણી હિન્દુ સંસાર ઝીલી લેશે; અને સ્મૃતિઆદિમાં રહેલાં કટાક્ષોથી આપણે લાજીશું અને તેને ભૂલી જઈશું. આવાં પરિવર્તન હિન્દુ ધર્મમાં સદાએ થતાં આવ્યાંછે, અને થશે. તેથી એ ધર્મ આજ લગી નભી રહ્યો છે, અને નભ્યા કરશે. આ સમાજ એવી સ્ત્રીઓને વેળાસર ઉત્પન્ન કરે એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

ઉપર પ્રમાણે સ્ત્રીજાતિની અવનતિનું મૂળ અને તે દૂર કરવાના ધ્યેય રૂપ સાધનોનું આપણે કંઇક અવલોકન કર્યું. એ ધ્યેયને સાધી શકે એવી સ્ત્રીઓ તો ગણીગાંઠીજ નીકળી શકશે. પણ સાધારણ સ્ત્રીએ શું કરવું ઘટે, એ આપણે હવે વિચારવાનું છે. પ્રથમ કાર્ય તો જેટલી સ્ત્રીઓને આ અવનતિનું ભાન કરાવી શકાય એટલીને ભાન કરાવવાનું છે. એ કાર્ય અક્ષર કેળવણીથીજ થઈ શકે, એમ માનનારાઓમાંનો હું નથી. એમ માનતાં કાર્યસિદ્ધિને સારૂ ઘણો કાળ જોઇએ. તેટલા કાળની કશીએ જરૂર નથી એ હું ક્ષણે ક્ષણે અનુભવતો આવ્યો છું. અવનતિનું જ્ઞાન, આજેજ, અક્ષર જ્ઞાનને સારૂ રોકાયા વિના, આપી શકીએ છીએ. હું હમણાંજ બિહારના એક જીલ્લામાંથી આવ્યો છું ત્યાં ઉંચા કુળની ઘણી બ્હેનોને મળ્યો, તેઓ બધી પરદામાં રહેનારી હતી. મારે સારૂ, બ્હેન જેમ ભાઇની પાસે પરદો નથી રાખતી તેમ, તેઓએ પરદો દૂર કર્યો. આ બ્હેનો ભણેલી ન હતી. તેઓને મળતાં પહેલાં તુરતજ મને એક અંગ્રેજ બાઈ મળી ગઇ હતી. એ બાઈ ઘણા ભાઇઓની સાથે હું બેઠો હતો તેઓની વચ્ચે આવીને મળી ગઈ, પણ હિન્દુ બ્હેનોને મળવા મારે નોખી કોટડીમાં જવું પડ્યું. મેં તેઓને વિનોદમાં સૂચવ્યું કે ચાલો આપણે-બધાં જ્યાં પુરૂષો બેઠા છે ત્યાં જઇને બેસીએ. તેઓએ ઉમંગથી કહ્યું “અમે તો બહુ રાજી છીએ. પણ આપણા રીવાજ પ્રમાણે

આપનારે રજા મેળવવી જોઈએ. અમને આ પરદો જરાએ ગમતો નથી, એ તમે તોડાવી નાખો.” આમાં જેટલો કરૂણારસ છે તેટલુંજ મારાં ઉપલાં વચનોનું સમર્થન છે. આ બાઇઓને અક્ષરજ્ઞાનની પૂર્વે પોતાની દશાનું ભાન થયું હતું. આ બાઈઓએ મારી મદદ માગી તે તો યોગ્યજ હતું, પણ હું તેઓને વિષેજ તેઓના છુટકારાની શક્તિ ઇચ્છું, અને તે શક્તિ તેઓમાં છે એમ તેઓએ કબુલ પણ કરેલું. હું એવી ઉમેદ રાખીને આવેલો-છું કે આ બાઈઓનો પરદો થોડા દહાડાની અંદરજ પડી ગએલો આપણે સાંભળીશું. સાધારણ રીતે અભણ મનાય એવી બાઇઓ ચંપારણની અંદર સુંદર કામ કરી રહેલી છે. જે સ્વતંત્રના તેઓએ ભોગવી છે એ સ્વતંત્રતાનું ભાન પોતાની અતિશય અજ્ઞાત બ્હેનોને આપી રહેલી છે. સ્ત્રી એ પુરૂષની સહચારિણી છે, તેના સરખાજ મનવાળી છે, પુરૂષની બધી પ્રવૃત્તિ સૂક્ષ્મતાએ જાણવાનો તેને અધિકાર છે, જેટલી છુટ પુરૂષ ભોગવે છે તેટલીજ તેને ભોગવવાનો હક્ક છે, અને જેમ પુરૂપ પોતાના ક્ષેત્રમાં સર્વોપરી છે તેમ સ્ત્રી પોતાના ક્ષેત્રમાં છે. આ સ્થિતિ સ્વાભાવિક હોવી જોઇએ. એ કાંઈ અક્ષરજ્ઞાનનાં પરિણામ નહીં હોય. અજ્ઞાન રૂપી અંધ કુપમાં ડૂબેલા જડ પુરૂષો પણ, ન શોભી શકે, ન ભોગવી શકે તેવો અધિકાર, રૂઢી પ્રથાને લીધે, સ્ત્રીઓ ઉપર ભોગવે છે. સ્ત્રીઓની આ દશાને લીધે આપણી ઘણી પ્રવૃત્તિઓ અર્ધે જઈ અટકીપડે છે. આપણાં ઘણાં કાર્યો પૂરાં શોભી નીકળતાં નથી. અર્ધી મુડીથીજ વેપાર કરનારા પચ્છમબુદ્ધિ વેપારીના જેવી આપણી સ્થિતિ છે.

જો મારૂં કહેવું યોગ્ય હોય તો આ સમાજની ઘણી બહેનો, જેઓને પોતાની દશાનું ભાન નથી તેઓને ભાન કરાવવામાં રોકાશે. એનો અર્થ એમ થયો કે જેટલો વખત મળે તેટલો વખત મેળવી, મુંબઈમાં અતિશય પછાત રહીગયેલા વર્ગોમાં જઈ, તમને જે મળ્યું છે તે એમને આપશો. જો તમે પુરૂષ-

વર્ગની ધાર્મિક, રાજ્ય પ્રકરણી અને સાંસારિક પ્રવૃત્તિમાં ભાગ લેતાં થઈ ગયાં હો તો તેઓને એ વિષયનું જ્ઞાન આપશો.

જો તમે બાળકોને ઉછેરવા વિષે સારી માહિતી મેળવી હોયતો તે પણ આપશો. જો તમે સ્વચ્છ હવા, સ્વચ્છ પાણી, સ્વચ્છ અને સાદા ખોરાક, કસરત વિગેરેના સ્થૂળ અને સૂક્ષ્મ લાભો જાણી અને અનુભવી લીધા હોય તો તે આ બ્હેનોને જણાવશો. આમ કરતાં તમે ચઢશો અને તેઓને ચઢાવશો.

જોકે આમ અક્ષરજ્ઞાન વિના ઘણાંએ કાર્યો થઇ શકેછે તોપણ અક્ષરજ્ઞાન વિના ન ચાલી શકે એ મારી દૃઢ માન્યતા છે. અક્ષર કેળવણીથી બુદ્ધિ ઘડાયછે, તીવ્ર થાયછે, અને તે વડે આપણો પરમાર્થ કરવાની શક્તિ ઘણી વધે છે. આ જ્ઞાનની કિંમત મેં કોઇ દહાડો ઉંચી આંકેલીજ નથી. મેં તો માત્ર તેને યોગ્ય સ્થાન આપવા પ્રયત્ન કર્યો છે. પુરૂષ સ્ત્રી પાસેથી જન સમાજના સ્વાભાવિક હકકો છીનવી લેવાનું અથવા તેઓને તે હક્કો ન આપવાનું કારણ વિદ્યાનો અભાવ ન હોવો જોઇએ એ મેં વખતો વખત બતાવ્યું છે, પણ એ સ્વાભાવિક હકકો નિભાવવાને સારૂ, દીપાવવાને સારૂ, તેનો પ્રચાર કરવાને સારૂ, વિદ્યાની આવશ્યકતા છેજ. વળી વિદ્યા વિના લાખોને તો શુદ્ધ આત્મજ્ઞાન પણ ન મળી શકે. અનેક લખાણોમાં આપણને નિર્દોષ આનંદ લેવાનો અખૂડ ભંડાર ભર્યો છે તે પણ વિદ્યાવિના આપણને ન મળી શકે. વિદ્યા વિનાનો માણસપશુ સમાન છે એ અતિશયોક્તિ નથી પણ શુદ્ધ ચિત્ર છે. એટલે જેમ પુરૂષને તેમજ સ્ત્રીને કેળવણી તો જોઇએજ. જેમ પુરૂષને અપાય છે તેમજ સ્ત્રીને કેળવણી અપાવી જોઈએ એમ હું નથી માનતો. પ્રથમતો મેં બીજે સ્થળે જણાવ્યું છે તેમ આપણી સરકારી કેળવણી ઘણે અંશે ભૂલ ભરી અને હાનિકારક ગણાયલી છે. એ બંને વર્ગને સારૂ તદ્દન ત્યાજ્ય છે. તેની ખામીઓ દૂર થાય તોપણ સ્ત્રીઓને

સારૂ તે સર્વથા યોગ્યજ છે એમ હું ન કબુલ કરૂં. સ્ત્રી અને પુરૂષ એક દરજ્જાનાં છે, એકજ નથી; એ અપૂર્વ જોડી છે, એક બીજાની પૂરણી છે અને બંને અરસપરસ ટેકા રૂપ છે, તે એટલે સુધી કે એકને અભાવે બીજાનો સંભવજ નથી. પણ જો પુરૂષ અથવા તો સ્ત્રી સ્થાનભ્રષ્ટ થાય તો બંનેનો નાશ થાય, એ સિદ્ધાંત ઉપલી સ્થિતિમાંથીજ નીકળી આવે છે, તેથી સ્ત્રી-કેળવણીની રચના ઘડનારે આ વાત નિરંતર યાદ રાખવી જોઇએ. દંપતિની બાહ્ય પ્રવૃત્તિમાં પુરૂષ સર્વોપરી છે, તેથી બાહ્ય પ્રવૃત્તિનું વિશેષ જ્ઞાન તેને આવશ્યક છે. આંતર પ્રવૃત્તિમાં સ્ત્રીનું પ્રાધાન્ય છે, તેથી ગૃહવ્યવસ્થા, બાળકોની માવજત, તેઓની કેળવણી, વગેરે વિષયોમાં સ્ત્રીને સારૂ વિશેષ જ્ઞાન જોઇએ. કંઇ પણ જ્ઞાન લેવાની કોઇને બંધી કરવાની અહીં કલ્પના નથી. પણ કેળવણીનો ક્રમ આ વિચારોને ઉદ્દેશીને ઘડાયલો ન હોય તો બંને વર્ગને પોતાના ક્ષેત્રોમાં પૂર્ણતા મેળવવાની તક ન મળે.

સ્ત્રીઓને અંગ્રેજી કેળવણીની જરૂર છે કે નહીં એ વિષે પણ બે બોલ કહેવાની જરૂર છે. મને તો લાગ્યું છે કે આપણા સાધારણ ક્રમમાં સ્ત્રી અથવા પુરૂષ બેમાંથી એકેને સારૂ અંગ્રેજી આવશ્યક નથી. કમાણીને અર્થે અને રાજ્યપ્રકરણી પ્રવૃત્તિને સારૂજ પુરૂષોને અંગ્રેજી ભાષાના જ્ઞાનની જરૂર હોઈ શકે. સ્ત્રીને નોકરીઓ શોધવાની કે વેપાર કરવાની ઉપાધિ વિષે હું માનતો નથી, એટલે અંગ્રેજી ભાષાનું જ્ઞાન થોડી સ્ત્રીઓ જે લેશે, જેને લેવું હશે તે પુરૂષોને સારૂ સ્થપાયલી શાળામાંજ લઇ શકશે. સ્ત્રીઓને સારૂ સ્થપાયલી શાળામાં અંગ્રેજી દાખલ કરવું એ આપણી પરાધીનતા લંબાવવાનું કારણ થઇ પડશે. અંગ્રેજી ભાષામાં રહેલો ભારે ખજાનો જેમ પુરૂષોને તેમ સ્ત્રીઓને મળવો જોઇએ એ વાકય મેં ઘણે મુખેથી સાંભળ્યું છે અને

ઘણે ઠેકાણે વાંચ્યું છે. હું નમ્રતાપૂર્વક કહીશ કે આમાં કાંઇક ભૂલ થાય છે, પુરૂષોને અંગ્રેજી ખજાનો આપવો અને સ્ત્રીઓને નહીં એવું તો કોઇ કહેતું નથી. જેને સાહિત્યનો શોખ છે, તે આખી દુનિયાનું સાહિત્ય સમજવાની ઈચ્છા કરશે તો તેને રોકી રાખનાર આ જગત્માં જન્મ્યું નથી, પણ જનસમાજની હાજતો સમજીને જ્યાં કેળવણીક્રમ ઘડાયલો હોય ત્યાં ઉપર જણાવ્યા એવાં સાહિત્યપ્રેમીને સારૂ યોજના ન ઘડી શકાય. એવાંને સારૂ આપણા ઉન્નતિકાળમાં જૂદી જૂદી સ્વતંત્ર સંસ્થાઓ જેમ યૂરોપમાં છે તેમ, હશે. સુવ્યવસ્થિત ક્રમમાં જયારે ઘણાં સ્ત્રીપુરૂષો કેળવણી લેતાં થઈ જશે, અને કેળવણી નહિ પામેલ અપવાદરૂપે ગણાશે, ત્યારે બીજી ભાષાના સાહિત્યના રસનો સ્વાદ આપનારા આપણા ભાષાના લેખકો જથ્થાબંધ નીકળી આવશે. જો આપણે સાહિત્ય રસ હમેશાં અંગ્રેજી ભાષામાંથીજ લેતા રહીશું તો આપણી ભાષા હમેશાં નમાલીજ રહેશે, એટલેકે આપણે હમેશાં નમાલાની પ્રજા રહીશું. પરભાષાના સાહિત્યમાંથીજ આનંદ ખેંચવાની આદત એ, જો ઉપમાને સારૂ મને માફ કરી શકાય તો મારે કહેવું જોઈએ કે, ચોરીના માલમાંથી આનંદ લેવાની ચોરની આદતના જેવી છે. પોપે જે આનંદ ઈલીયડમાંથી લીધો તે તેણે પ્રજાની પાસે અલૌકિક અંગ્રેજીમાં મૂકયો. ઓમરખય્યામની રૂબાઈયામાંથી જે આનંદ ફીટ્ઝરાલ્ડે લીધો તેને એવા પ્રભાવભર્યા અંગ્રેજીમાં મૂકયો કે તેથી તેનું કાવ્ય લાખો અંગ્રેજો બાયબલની જેમ સાચવેછે. ભગવદ્ગીતામાંથી એડવીન આરનોલ્ડે રસનાં કુંડાં પીધાં, તે પીવા સારૂ તેણે પ્રજાને સંસ્કૃત ભાષા શીખવાનો આગ્રહ ન કર્યો, પણ અંગ્રેજી ભાષામાં પોતાનો આત્મા રેડીને સંસ્કૃત અથવા તો પાલીની સાથે શોભી શકે એવી અંગ્રેજી ભાષામાં મૂકી, પ્રજાને પોતાનો રસ પીવરાવ્યો. આપણે બહુ પછાત છીએ તેથી આવી પ્રવૃત્તિ આપણામાં ઘણે

વધારે અંશે હોવી જોઈએ. જ્યારે મેં સૂચવ્યું છે તે પ્રમાણે આપણો ક્રમ ઘડાશે અને તેને આપણે દૃઢતાપૂર્વક વળગી રહીશું ત્યારેજ તેવી પ્રવૃત્તિ સંભવશે. અંગ્રેજી ઉપરનો ખોટો મોહ આપણે તજી શકીએ અને આપણી અથવા તો આપણી ભાષાની શક્તિ વિષેનો આપણો અવિશ્વાસ છોડી શકીએ તો કાર્ય મુશ્કેલ નથી. સ્ત્રી અથવા પુરૂષે અંગ્રેજી ભાષા શીખવામાં પોતાનો કાળ નહીં ગાળવો એ વચન તેઓનો આનંદ ઓછો કરવાના હેતુથી નથી બોલતો પણ જે આનંદ અંગ્રેજી શિક્ષા લેનારા બહુ કષ્ટ વડે લે છે તે આનંદ આપણને સહેલાઈથી મળે એ હેતુથી બોલું છું. પૃથ્વી અમૂલ્ય રત્નોથી ભરેલી છે, બધાં સાહિત્યરત્ન અંગ્રેજી ભાષામાંજ નથી, બીજી ભાષાઓ પણ રત્નોથી ભરપૂર છે. એ બધાં મારેતો આમને સારૂ જોઈએ. એમ કરવાનો તો એકજ રસ્તો છે અને તે એ કે આપણામાંના કેટલાક જેઓને યોગ્ય શક્તિ હોય તેઓ તે તે ભાષા શીખી તેમાંનાં રત્નો આપણને આપણી ભાષા મારફતે આપી દે.

આટલો કેળવણીના પ્રકાર વિષે આપણે અહીં વિચાર કરી લીધો એટલે બાલિકાઓ પરણતી મટી ગઈ અને સ્ત્રીઓને તેમના સ્વાભાવિક હક્કો મળી ગયા એવું માનવાને કાંઈ કારણ નથી. તેથી જે બાલિકાઓ પરણ્યા પછી આપણી દૃષ્ટિએથી અલોપ થઈજાયછે તેનું શું? તેઓ આપણી શાળાઓમાં આવવાની નથી. એક વખત નાની ઉમરે પરણાવવાનું મહા પાપ કરી દીધું એટલે તેની માતાઓ પણ પાપનું જ્ઞાન થયે પોતાની છોકરીને કેળવણી આપવા કે બીજું કાંઈ આશ્વાસન આપવા અશક્ત થઈ પડશે. જે પુરૂષ બાલિકાની સાથે લગ્ન કરે છે તે પરોપકાર દૃષ્ટિએ નથી કરતો પણ ઘણે ભાગે વિષયાસક્તિથીજ. આ બાળાઓનો બેલી કોણ થાય? આ પ્રશ્નમાં સ્ત્રીનો ઉદ્ધાર મોટે ભાગે સમાયલો છે. જવાબ પણ અઘરો અને એકજ છે. પુરૂષ વિના બીજો સંસારી બેલી તો આ બાલિકાનો કોઈ નથી. બાળલગ્ન કરેલા પુરૂષને સ્ત્રી સમજાવી શકે એ લગભગ અશક્ય છે, એટલે આ વિકટ સુધા

રાનું કામ સમજુ પુરૂષેજ કરવું રહ્યું છે. મારામાં શક્તિ હોય તો બાળ કન્યાઓનું વસ્તીપત્રક બનાવું, તે કન્યાઓના ધણીઓના મિત્રોને શોધી કાઢું. અને તે મિત્રોની મારફતે અને ધાર્મિક તથા વિનયી બીજાં પગલાં મને મળી શકે તે વાટે, આવા ભરથારોને હું કહેવરાવું, 'તમે અજ્ઞાનપણે બાળ વિવાહનું પાપ કર્યું છે, જ્યાં સુધી કન્યાની પાકી ઉંમર નથી થએલી, તે કેળવણી નથી પામેલી ત્યાં સુધી તમે શુદ્ધ બ્રહ્મચર્ય પાળી તેને તમે પોતે અથવા બીજાની મારફતે શિક્ષણ આપી પ્રજા ઉત્પન્ન કરવા અને પાળવાને સારૂ **લાયક ન બનાવો ત્યાંસુધી** તમે કોઈપણ પ્રકારે આ પાપમાંથી મુક્તિ મેળવવાના નથી.'

આમ ભગિનીસમાજ કરવા ધારે તો તેની પાસે ઘણી સુંદર ફલદાયી પ્રવૃત્તિઓ છે. સમાજના કાર્યનું ક્ષેત્ર એટલું વિસ્તીર્ણ છે કે જો સજ્જડ કાર્ય થાય તો મોટી પ્રવૃત્તિ તેની પાસે કાંઇજ નહિ ગણાય અને ' હોમરૂલ ' નામનું ઉચ્ચારણ કર્યા વિના હોમરૂલની ભારે સેવા થઈ શકે. જ્યારે છાપખાનાં ન હતાં, ભાષણોની સગવડો ઓછી હતી, ચોવીશ કલાકના એક હજાર માઇલને બદલે ભાગ્યે ચોવીશ માઇલ આપણે મુસાફરી કરી શકતા હતા તે વેળાએ આપણા વિચારોનો પ્રચાર કરવાનું એકજ મુખ્ય સાધન ગણાતું હતું, તે આપણી કૃતિ હતું. એમ કહેવાય છે કે તેની અસર બહુ ભારે હતી. અત્યારે આપણે હવાને વેગે દોડમદોડ કરીએ છીએ, વ્યાખ્યાનો આપીએ છીએ, લેખો લખીએ છીએ, તેમ છતાં આપણું ધાર્યું અમલમાં મૂકાવવા આપણે લગભગ અસમર્થ છીએ. દરેક દિશાએથી નિરાશાનો સૂર સંભળાય છે. મને તો લાગે છે કે જેમ આગળ હતું તેમ આજે પણ આપણાં કાર્ય વડે જેટલો પ્રભાવ આપણે લોકો ઉપર નાંખી શકશું, તેટલો કદિ આપણા ભાષણ કે લેખોથી નહિ નાંખી શકીએ. **આ સમાજ મુંગા કાર્યને પ્રધાન પદ આપો, એવી સમાજ પ્રત્યે મારી પ્રાર્થના છે.**

**મોહનદાસ કરમચંદ ગાંધી.**

## હવે, આપણે શું કરવું ?



૧. શ્રી. ગાંધીજીએ કહ્યું તેમ ૮૫ ટકાના જીવનનો અભ્યાસ કરવો;

૨. હિંદુ ધર્મશાસ્ત્રમાં સ્ત્રીઓને વિષે રહેલા આક્ષેપો દૂર કરાવવા પ્રયત્ન ચાલુ રાખવો.

૩. સ્ત્રીઓને તેમની અવનતિનું ભાન કરાવવું.

૪. અતિશય પછાત રહી ગયેલા વર્ગોમાં જઈ પોતાને જે અનુભવપૂર્વક જ્ઞાન હોય તે તેઓને સ્નેહપૂર્વક આપવું. પોતાને જે જ્ઞાન ન હોય તે મેળવવા પ્રયત્ન કરવો.

૫. **સેવાવ્રત** સ્વીકારી અસહાય બાળાઓનાં સહાય્યક **બેલી** થવાપ્રયત્ન કરવો.

૬. આપણાં **કાર્યો** વડે લોકો ઉપર પ્રભાવ પાડવો, કેવળ બોલીને નહિં.

૭. **મુંગાકાર્યને પ્રધાન પદ આપવું.**

# સેવા વ્રત.

૧. સાદું પણ સંગીન, માત્ર બોલવાનું નહિ પણ વર્તનમાં મૂકવાનું, ખરૂં ઉપયોગી—વ્યવહારૂ કામ ગુપચુપ અંતરાત્માની આજ્ઞાનુસાર કરવું—એજ **ખરી સેવા છે.**

૨. બીજાઓનું ભલું કરવાને ખાતર માણસ—પોતાના અંગત લાભને—પોતાની જાતને—જેટલા પ્રમાણમાં ભૂલી જઈ શકે તેટલા પ્રમાણમાં તેણે **પરમેશ્વરની ખરી સેવા બજાવી ગણાય.**

૩. **સાચી સેવા** કશા પણ દંભ કે આડંબર વગરનીજ હોઇ શકે. ખરી સેવા કરનાર વખાણથી ફુલાઈ જતું નથી કે નિંદાથી તેના કાર્યમાં મંદતા આવતી નથી. **આત્મસંતોષ એજ—સેવાનું ફળ છે.**

૪. વિદ્વાન અને તેજસ્વી થવું તે દરેકના હાથમાં નથી, પરંતુ—સત્યતા, સ્નેહ, સરળતા, ધૈર્ય, નમ્રતા, ન્યાય બુદ્ધિ, નિર્ભયતા, અડગતા વગેરે ગુણો કેળવી—**જીવન ધર્મમય બનાવી**—પોતાના કામમાં એકતાર થવાનું દરેકના પોતાના હાથમાં છે.

૫. જે મનુષ્યોનાં **જીવન**—સ્વદેશાભિમાન, અચળ શ્રદ્ધા અને સ્વાત્માર્પણથી વિભુષિત થયેલાં હોય તેમને માટે દુનિયામાં એવું કંઇજ નથી કે જે ન થઇ શકે.

૬. **આત્મબળ** ઓળખવામાં, જાગૃત કરવામાં, અને વિકસાવવામાંજ મનુષ્યનું **મનુષ્યત્વ છે.**

૭. શુધ્ધ નિષ્ઠાથી કામ કરનારને જે વખતે જે વિભુતિઓની જરૂર પડે છે તે પ્રાપ્ત થાય છે—એવું **ઈશ્વરી વચન છે.**

## ભગિની સમાજનાં સભાસદો શું શું કાર્ય કરે છે?

૧. પત્રિકા માળા...વગેરે સ્ત્રી સાહિત્યનો ફેલાવો કરે છે.

૨. બીજાંને તે વાંચી સમજાવે છે.

૩. વ્યાખ્યાનો આપે છે.

૪. લેખો લખે છે.

૫. શિક્ષણ વર્ગો ચલાવે છે.

૬. ઉદ્યોગ–ચિત્રકામ–સંગીત...વગેરે ઉપયોગી આભરણા વર્ગો પોતાને ત્યાં ચલાવે છે.

૭. નિરક્ષરને વાંચતાંલખતાં શિખવા પ્રેરેછે, અનુકુળતા કરી આપેછે.

૮. નિરૂદ્યમીને ઉદ્યમ શીખવી કામ આપે છે.

૯. ચિત્રકામ, સંગીત, અંગ્રેજી...શિખવાની જેમની ઇચ્છા હોય તેમને માટે બનતી અનુકુળતા કરી આપે છે.

૧૦. ભગિની સમાજનાં સભાસદો મેળવવા પ્રયત્ન કરે છે.

૧૧. ભગિની સમાજ માટે ફંડ એકઠું કરે છે.

૧૨. ભગિની સમાજ માટે ઉપયોગી પુસ્તકો મેળવી આપે છે.

૧૩. ભગિની સમાજના હેતુ તથા કાર્યની લોકોને જાણ કરે છે ને ભગિની સમાજને **યથાશકિત મદદ** કરવા **અપીલ** કરે છે.

યાદ રાખજો કે ભગિની સમાજનાં સભાસદ થઇ તમો–**શકિત અને સ્થિતિ પ્રમાણે તનમન ધનથી સંગીન મદદ કરવા તેમજ તમારાં મિત્રમંડળને તેમ કરવા સમજાવવા બંધાયલાં છો.** માટે સૌ પોતપોતાના સમય અને સાધનનો સંગીન ઉપયોગ કરી ભગિની ભાવથી સેવા કરતાં શીખો અને શીખવો.

ઉપલાં કાર્યો કરવામાં ભગિની સમાજ તમોને બનતી અનુકૂળતા કરી આપશે; અને તમો, ભગિની સમાજ માટે કંઇક કરો છો, એવો સંતોષ મેળવી શકશો.

લખી જણાવો તમારી ઇચ્છાઃ—

ઑ. સેક્રેટરી, **ભગિની સમાજ,** ગિરગામ—**મુંબઇ.**

# ભગિની સમાજ

## સ્વ૦ મ૦ ગોપાળ કૃષ્ણ ગોખલેના સ્મારક ચિન્હ તરિકે—

તા. ૧૯—ફેબ્રુઆરી—૧૯૧૬ ને દિને સ્થપાઇ.

**હેતુ.** સ્ત્રીજાતિની ઉન્નતિ થાય એવા પ્રયાસ કરવા અને સ્ત્રીજાતિની ઉન્નતિ માટે પ્રવૃત્તિ કરતી સંસ્થાઓને યથાશક્તિ સહાયભૂત થવું.

**સાધન.** પત્રિકામાળા, પુસ્તકો પ્રસિદ્ધ કરી તેનો ફેલાવો કરવો.

વ્યાખ્યાનમાળાની જુદે જુદે સ્થળે ગોઠવણ કરવી.

સ્ત્રીશિક્ષણ વર્ગોને મદદ કરવી અને વધારવા.

ભગિનીભાવથી સમાજસેવા કરવી અને બીજાંને તેમ કરવા ઉત્તેજન આપી અનુકૂળતા કરી આપવી.

**સભાસદ.** ગુજરાતી ભાષાબોલનાર કોઇ પણ વ્યકિત, જે સ્ત્રીજાતિના ઉત્કર્ષ માટે પોતાના સમય, સાધન અને શકિતનો **સંગીન** ઉપયોગ કરી, ભગિની ભાવથી સમાજસેવા કરવા ઉત્સુક હશે તે, કારોબારી મંડળની સંમતિથી ભગિની સમાજનાં કાર્યવાહક, સલ્લાહકાર, સહાયક, શુભેચ્છક સભાસદ,યા શુભેચ્છક થઇ શકશે.

( સભાસદ થવા ઇચ્છનારે ફૉર્મ મંગાવી લેવા કૃપા કરવી. )

—o—

## કારોબારી મંડળ.

**પ્રમુખ—**

સૌ. શારદા સુમંત મહેતા, બી. એ.

**ઉપ પ્રમુખ—**

સૌ. લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ.

મિસિસ જાઇજી જહાંગિર પીટીટ.

**ટ્રેઝરર—**

સૌ. અવંતીકાબાઇ ગોખલે.

**જો. સેક્રેટરી—**

સૌ. સુરજબ્હેન મણીલાલ.

મિસિસ રતનબાઇ પાવરી.

**જનરલ સેક્રેટરી**—રા. કરસનદાસ. જે. ચીતલીયા.

**ભગિની સમાજ કાર્યાલય.** } **ઠે૦ સર્વન્ટ્સ્ ઑફ ઇન્ડિયા સોસાઇટી** ગિરગામ, **મુંબઇ.**

# ભગિની સમાજના

## કામનો હેવાલ તથા હિસાબ

(ફેબ્રુઆરી, ૧૯૧૬ થી ફેબ્રુઆરી, ૧૯૧૮.)

**મોક્ષ**–મૂક્તિ–આત્મશાસન–સ્વાધિનતા ( Self rule ) એ સૃષ્ટિની સપાટી ઉપરના પ્રત્યેક ખંડ, દેશ, ધર્મ, પ્રજા, અને વ્યક્તિ જીવનનો હેતુ હોઈ શકે. બન્ધન, એટલાં કૃત્રિમ છે.

મોક્ષનાં સાધન અનેક છે. મોક્ષ, બીજાંને મૂક્ત કરવામાં, કરાવવામાં, કરવા અગર કરાવવામાં સાધનભુત થવામાં, છે. જે જેટલે અંશે તેમાં સાધનભુત થાય એટલે અંશે તે મૂક્ત ગણાય. એ ન્યાયે આપણી, આપણા ભારતવર્ષના ભગિનીસમાજની મૂક્તિના માર્ગનો આપણે વિચાર કરવાનો છે, કેમકે ભગિનીસમાજની મૂક્તિ વગર ભારતવર્ષની મૂક્તિની કલ્પના કરવી પણ કઠણ છે.

એક ક્ષણભર આપણે આત્મપરિક્ષા કરીએ. આપણા સુશિક્ષિત બંધુઓ, જેઓ દેશની મૂક્તિ માટે સતત પ્રયાસ કરી રહ્યા છે તેમને આપણે પૂછીશું કે તમે દેશને માટે અને તમારે પોતાને માટે જે મૂક્તિ ઈચ્છોછો તે મૂક્તિ–સ્વાધિનતા તમારા ઘરની સ્ત્રીઓને તમે આપી છે? તેઓને મૂક્ત કરવાનાં સાધન તમોએ પૂરાં પાડ્યાં છે? તમારા હૃદયને તે પૂછો અને હૃદયની આજ્ઞાને અનુસરો એટલીજ અમારી પ્રાર્થના છે.

સ્ત્રીઓમાં આત્મશ્રદ્ધા ઉત્પન્ન થશે, એમની બુદ્ધિનો વિકાસ થશે, અને તેઓ સંસ્કારી થશે તોજ કુટુમ્બ સસ્કારી અને સુખી થશે, તોજ જનસમાજમાં શાંતિ પ્રસરશે અને તોજ દેશની મૂક્તિની ભાવના અને પ્રયાસ સફલ થશે.

સ્ત્રીનું હિત તેજ પુરૂષનું પણ હિત છે, અર્થાત તેમનાં હિત જૂદાં નથી. તેઓ બંને સાથેજ અધોગતિ પામે છે અથવા દેવ સમાન થઇ શકે છે, સ્વતંત્ર થાય છે અથવા ગુલામગીરીમાં બન્ધાય છે.

જ્યારે જાગૃતિ, શિક્ષણ, અને સ્વાર્થત્યાગ, એકસરખાં—સ્ત્રીઓ તેમજ પુરૂષોમાં આવશે અને જ્યારે સારી જેવી સંખ્યામાં તેઓ સેવા વ્રત સ્વીકારી પોતાના જીવનમાં વણી દેશે ત્યારેજ દેશનું આખું અંગ એ ઉચ્ચ ભાવના સફળ કરવા ભાગ્યશાળી થશે. કારણ કે નિષ્કામ સેવા એ મૂક્તિનું એક દ્વાર છે.

મૂક્તિની ભવ્ય ઈમારત રચવાને આપણે સર્વાંગે તૈયાર થવું જોઇશે. તે તૈયારીમાં બની શકે તેટલે અંશે સાધનભુત થવાનો ભગિનીસમાજનો હેતુ છે.

## શરૂઆત.

પ્રાતઃસ્મરણીય પૂન્ય પ્રતાપી મહાત્મા ગોપાળ કૃષ્ણ ગોખલેની પ્રથમ પૂણ્યતિથિ ( તારીખ ૧૯ મી ફેબ્રુઆરી, ૧૯૧૬ ) ને દિવસે તેમના સ્મારક-ચીન્હ તરિકે ભગિની સમાજની સ્થાપના થઈ.

આ પૂર્વે કેટલીક બ્હેનો વખતો વખત એકત્ર મળી એ દિશામાં વિચાર કરતાં હતાં તથા શાન્તપણે કાર્યની પણ શરૂઆત થઈ હતી.

કાર્યની શરૂઆત અખતરા રૂપેજ હોવાથી સમાજનો સામાન્ય ઉદ્દેશ જણાવી લોકોની સહાનુભૂતિ અને સહાયતા માગવામાં આવી અને તે મળી. લગભગ એક વર્ષ લગી તો સમાજમાં સભાસદો દાખલ કરવા જેવું પણ ન હતું. કારણ કે પ્રયોગદશા હતી. એક વર્ષ બાદ, કાર્યમાં અને લોકોની સ્હાનુભૂતિમાં સ્થિરતા જેવું પ્રવર્તકોને જણાવાથી સમાજમાં સભાસદો લેવાની શરૂઆત થઈ; અને આજે ... સભાસદો, શુભેચ્છકો, કાર્યવાહકો...મળી ૩૦૦ ઉપરની સંખ્યા છે.

## ઉદ્દેશ અને નિયમો.

ઉદ્દેશ—સ્ત્રીજાતિની ઉન્નતિ થાય એવા પ્રયાસ કરવા અને સ્ત્રીજાતિની ઉન્નતિ માટે પ્રવૃત્તિ કરતી સંસ્થાઓને યથાશક્તિ સહાયભૂત થવું.

સાધન—પત્રિકામાળા, પુસ્તકો પસિદ્ધ કરી તેનો ફેલાવો કરવો.

વ્યાખ્યાનમાળાની જુદે જુદે સ્થળે ગોઠવણ કરવી.

સ્ત્રીશિક્ષણ વર્ગોને મદદ કરવી અને વધારવા.

ભગિનીભાવથી સમાજસેવા કરવી અને બીજાંને તેમ કરવા ઉત્તેજન આપી અનુકુળતા કરી આપવી.



સ્વ૦ મહાત્મા ગોપાળ કૃષ્ણ ગોખલે.

જેમના સ્મારક ચિન્હ તરીકે ભગિની સમાજની સ્થાપના થઇ.

( તા. ૧૯-૨-૧૯૧૬. )

**સભાસદ**—ગુજરાતી ભાષા બોલનાર કોઈ પણ વ્યક્તિ, જે સ્ત્રીજાતિના ઉત્કર્ષ માટે પોતાના સમય, સાધન અને શક્તિનો **સંગીન** ઉપયોગ કરી, ભગિની ભાવથી સમાજસેવા કરવા ઉત્સુક હશે તે, કારોબારી મંડળની સંમતિથી ભગિની સમાજનાં કાર્યવાહક, સલાહકાર, સહાયક કે શુભેચ્છક સભાસદ, યા શુભેચ્છક થઈ શકશે.

## કાર્ય.

ભગિની સમાજનો મૂખ્ય ઉદ્દેશ સ્ત્રીજાતિની ઉન્નતિ થાય એવા ઈલાજો યોજવાનો અને તેનો યથાશક્તિ અમલ કરવાનો છે. આ ઉદ્દેશ પારપાડવાને શક્તિ અને સાધનો જોઈએ અને તે મેળવવા માટે જ્યાં જ્યાંથી જે બળ મળી શકે તે એકત્ર કરવાનો પ્રયાસ થવો જોઈએ. સેવાનો માર્ગ, જેમની આપણે સેવા કરવા ચાહતાં હોઈએ તેમના પરિચયમાં આવવાનો અને તેમનો વિશ્વાસ સંપાદન કરવાનો છે. એટલું થયા પછીજ સેવાનો માર્ગ સરળ થાય, અને કાર્યક્રમ ઘડી શકાય. આ પ્રમાણે મુંબઈ, ગુજરાત, કચ્છ, કાઠીયાવાડ-વગેરે સ્થળે-જ્યાં જ્યાં ગુજરાતી ભાષા બોલાયછે ત્યાં ત્યાં **પત્રિકામાળા** દ્વારા વિચારની આપ લે કરવાની શરૂઆત થઈ.

## પત્રિકામાળા.

**પત્રિકામાળા**નો હેતુ સ્ત્રી જાતિમાં સદ્દવિચાર ફેલાવી તેમનાં હૃદય સંસ્કારી અને જાગૃત કરવાનો છે. આ હેતુ સફળ કરવાને જ્યારે સુશિક્ષિત, સહૃદય સ્ત્રીઓ પોતાના સમય, સાધન અને શક્તિનો ઉપયોગ પોતાની બીજી બ્હેનો માટે કરવા બ્હાર પડે, અને કાર્ય કરે, ત્યારેજ થાય. પત્રિકામાળા આવું કાર્ય કરવાનું એક સબળ સાધન થઈ પડયું છે. એવાં ૮૦ ઉપરાંત સ્થળો છે કે જ્યાં પત્રિકામાળાનું, નિયમીત હરીકથાની માફક, સ્ત્રી સમુહને એકત્ર કરી વાંચન થાય છે; અને તેમાં, સાંભળનાર બ્હેનોને રસ પડે છે કે કેમ? સમજવામાં શી શી અડચણ આવે છે? પત્રિકા-વાંચનનાં નવાં સ્થળો ઉત્પન્ન કરવાને શાં શાં સાધનોની જરૂર છે? કંઈ બાબતની પત્રિકા વધારે પસંદ પડે છે? પત્રિકા વંચાઈ રહ્યા બાદ તે સબંધિ સ્ત્રીઓમાં શી ચર્ચા થાય છે?...વગેરે હકીકત-વાંચી, સમજા-વનાર બ્હેનો વખતો વખત લખી મોકલે છે. તે ઉપર અત્રેથી પ્રસંગોપાત

ઘટતી સુચના કરવામાં આવે છે, અને બનતી સરળતા–અનુકુળતા કરી આપવામાં આવે છે. **પુસ્તકમાળાનો** પણ આ પ્રમાણે ઉપયોગ થાય છે.

**પત્રિકા પ્રચાર**—જન્મદિવસ, નવું વર્ષ, લગ્નાદિ શુભ પ્રસંગોમાં પત્રિકામાળા તેમજ પુસ્તકોની લ્હાણી કરવાની પણ શુભ શરૂઆત થઈ ચૂકી છે. ભવિષ્યમાં તે વધતી જશે એવો સંભવ છે.

વડોદરા સ્ટેટનાં પુસ્તકાલયોમાં, કેળવણી મંડળવાળાં ગોખલે વાંચનાલયોમાં, એકજ ગૃહસ્થના પ્રયાસથી ખોલવામાં આવેલાં પચાસ વાંચનાલયોમાં તેમજ અન્ય સંસ્થાઓમાં **ભગિની સમાજના સાહિત્યનો** સારો પ્રચાર થયો છે.

આનંદની વાત છે કે વિદ્વાન અને અનુભવી બ્હેન બંધુઓ આવું ઉપયોગી સાહિત્ય સરળ છતાં રસિક અને બોધક બનાવી પ્રજાની સેવા બજાવે છે.

બે વર્ષના આરસામાં એવી ૩૮ પત્રિકા અને ૨ પુસ્તકોની મળી ૯૯૦૦૦ નકલોનો ફેલાવો કરવામાં આવ્યો છે. તેની વિગત નીચે પ્રમાણે છે.–

## પત્રિકામાળા.

| નં. | પત્રિકાનું નામ | લેખકનું નામ | કુલ પ્રત. |
|---|---|---|---|
| ૧ | સ્ત્રી શિક્ષણ | સૌ. શારદા મહેતા, બી. એ. | ૧૦૦૦ |
| ૨ | શ્રી. ગોખલેનો જીવન સંદેશ | શ્રી. મો. ક. ગાંધી. | ૪૦૦૦ |
| ૩ | સ્ત્રીઓની પદવી | રા. ડાહ્યાભાઈ પટેલ. | ૩૦૦૦ |
| ૪ | પ્રો. કર્વેનું ચરિત્ર | સૌ. વિદ્યાગૌરી બી. એ. | ૩૦૦૦ |
| ૫–૧૨ | બાળરક્ષણ (બાળઉછેર) | મિસિસ જી. કે. ઉપાધ્યાય. | ૧૬૦૦૦ |
| ૧૩–૧૫ | શરીર અને ગૃહશૃંગાર | સૌ. શારદા મહેતા, બી. એ. | ૬૦૦૦ |
| ૧૬ | સ્ત્રીઓ અને જાહેરજીવન | રા. કેશવપ્રસાદ સી. દેશાઈ, બી. એ. | ૨૦૦૦ |
| ૧૭ | સ્ત્રીઓનો સમય અને સાધનનો સદ્ ઉપયોગ | રા. પી. કે. દેશાઈ, બી. એ. | ૨૦૦૦ |
| ૧૮ | સેવા ભગિની નીવેદીતા | રા. સાકરલાલ દવે, બી. એ. | ૨૦૦૦ |

| | | |
|---|---|---|
| ૧૯ ફીજીએટમાં આપણી હિન્દી બ્હેનોની દુર્દશાનો હૃદય ભેદક ચિતાર, | યોજકઃ રા. ચીતલીયા. | ૨૦૦૦ |
| ૨૦ વાર્ષિક સંમેલનના ભાષણો | સૌ. શારદા મહેતાઃ મિસિસ જાઈજી જહાંગીર પીટીટ. | ૪૦૦૦ |
| ૨૧ ખગોળ વિજ્ઞાન | રા. કે. એન. જોશી, બી. એ. | ૧૦૦૦ |
| ૨૨ સ્ત્રીઓએ શું વાંચવું? એને કેવી રીતે વાંચવું ? | સૌ. વિદ્યાગૌરી, બી. એ. | ૨૦૦૦ |
| ૨૩–૨૪ સ્ત્રીઓની નવા યુગની વાતો, | રા. અમૃતલાલ સુંદરજી પઢીઆર | ૪૦૦૦ |
| ૨૫–૨૬ નવીન પાક શાસ્ત્ર. | રા. અમૃતલાલ સુંદરજી પઢીઆર | ૪૦૦૦ |
| ૨૭ સ્ત્રીઓની નવા યુગની વાતો | રા. અમૃતલાલ સુંદરજી પઢીઆર | ૨૦૦૦ |
| ૨૮ મિસિસ એની બેસંટ | રા. માવજી ગોવિંદજી શેઠ. | ૨૦૦૦ |
| ૨૯–૩૦ મહાત્મા મોહનદાસ કે. ગાંધી. | રા. પી. જી. દેશાઈ. | ૧૨૦૦૦ |
| ૩૧–૩૩ ગુજરાત સંસાર સુધારા પરિષદનાં પ્રમુખનું ભાષણ. | સૌ. શારદા મહેતા, બી. એ. | ૬૦૦૦ |
| ૩૪ ભારત વર્ષમાં સ્ત્રી કેળવણી | સ્વ. લૉ. મા. ગોખલે. | ૨૦૦૦ |
| ૩૫–૩૮ વાર્ષિક સંમેલન તથા પ્રમુખ ગાંધીજીનું ભાષણ. | મહાત્મા ગાંધીજી | ૧૬૦૦૦ |
| | | ૯૬૦૦૦ |

## પુસ્તકમાળા.

| | | |
|---|---|---|
| ૧ સ્ત્રીઓ અને સમાજ સેવા | રા. બી. આર. દીવેટીયા. | ૨૦૦૦ |
| ૨ સ્ત્રીઓની નવા યુગની વાતો | રા. અમૃતલાલ સુંદરજી પઢીઆર | ૧૦૦૦ |
| | | ૯૯૦૦૦ |

# સ્ત્રી વાંચનગૃહો.

પત્રિકામાળા અને પુસ્તકમાળાના વાંચન ઉપરાંત જ્યાં જ્યાં જરૂર જણાઈ ત્યાં બીજાં સ્ત્રી ઉપયોગી માસિકો અને પુસ્તકો મોકલાવવાની પણ વ્યવસ્થા કરવામાં આવી. આમાં કેટલેક સ્થળે તે અર્ધી કીંમતે મોકલવામાં આવેછે અને બીજે કેટલેક ઠેકાણે વિના મુલ્યે મોકલાવવામાં આવેછે. સ્ત્રી વાંચનગૃહોની યોજના આ પ્રમાણે રાખવામાં આવી છે.

દરેક સ્ત્રી વાંચનગૃહનાં વ્યવસ્થાપક નીચે પ્રમાણે કબુલાત કરેછે. અમે અમારે ત્યાં સ્ત્રી વાંચનગૃહની વ્યવસ્થા રાખીશું અને તેનું કામ પ્રતિદિન આગળ વધે એવો પ્રયાસ કરીશું. અઠવડીયામાં અમુક દિવસ ઠરાવી નિમેલે સ્થળે નિયમીતપણે એકઠાંમળી અમો પુસ્તકો, માસિકો તથા પત્રિકાનું વાંચન કરીશું. પ્રસંગોપાત કથાવાર્તા અને ભાષણ ભજનની વ્યવસ્થા કરીશું. અમારામાં **ભગિનીભાવ** વધે અને અમે એક બીજાંને ઉપયોગી થઈએ એવો પ્રયત્ન કરીશું તથા વાંચનગૃહનો લાભ જેમ વધારે બ્હેનો લે તેમ કરવા મથીશું જેથી ભગિની સમાજનો હેતુ સફળ થાય.

સ્ત્રી વાંચનગૃહનો લાભ લેનાર બ્હેનોનું અમો હાજરીપત્રક રાખીશું અને દરેક મહિનાની ૧ લી તારીખે ( ૧ ) વાંચન વખતે હાજર સંખ્યા ( ૨ ) શું વાંચ્યું તે, તથા ( ૩ ) કોણે વાંચ્યું તે વિગત સાથે—અમારા વાંચનગૃહનો હેવાલ તથા અમારો અનુભવ અમે ભગિની સમાજના સેક્રેટરી ઉપર મુંબઇ લખી મોકલીશું. તથા વખતો વખત સમાજના સેક્રેટરી તરફથી અમોને જે સુચના કરવામાં આવશે તેનો અમલ કરીશું.

આવાં સ્ત્રી વાંચનગૃહોની સંખ્યા ૮૦ ઉપરાંત છે, તેમાંથી જેમના તરફથી અમને હેવાલ મળતા રહેછે તેવાં ૫૦ વાંચનગૃહની વિગતવાર આંકડા સાથે હકીકત આ સાથે આપવામાં આવી છે.

## શ્રી વાંચનગૃહો તથા અન્ય સ્ત્રી સંસ્થાઓ જ્યાં સાહિત્ય મોકલવામાં આવે છે ત્યાંની પ્રવૃત્તિ.

| નંબર | ગામ તથા જીલ્લો. | વ્યવસ્થાપક. | કામ શરૂ થવાની તારીખ. | શું શું કાર્ય થાય છે? | વાંસનારની સંખ્યા. | સાંભળનાર ની સંખ્યા. |
|---|---|---|---|---|---|---|
| ૨૮ | બહાદરપુર | શ્રી. મોંઘીબાઇ નારણદાસ સન્ત | | વાંચન | ૪ | ૫ |
| ૨૯ | બાકરોલ | શ્રી દીસકરબાઈ ગોવિંદભાઈ | એપ્રીલ ૧૯૧૭ | પત્રિકા તથા પુ. વાંચન | ૧ | ૧૧ |
| ૩૦ | બીલીમોરા | રા. કલ્યાણજી રણછોડજી | સપ્ટેંબર ૧૯૧૭ | પત્રિકા-વાંચન | ૧ | ૧૫ |
| ૩૧ | બીડજમીન | સૌ. બેન હરીગંગા | સને ૧૯૧૭ | વાર્તાલાપ-વાંચન | ૧ | ૫ |
| ૩૨ | ભરૂચ | સૌ. લક્ષ્મીબાઇ ખંડેરાવ | જુન ૧૯૧૭ | ,, ,, | ૩ | ૭ |
| ૩૩ | ભાલોદ | રા. ડી. ડી. પંડ્યા | સને ૧૯૧૪ | શિક્ષણ-ઉદ્યોગ-વાંચન | ૩ | ૩૫ |
| ૩૪ | ભરૂચ | રા. એમ. કે. નાઇક | માર્ચ ૧૯૧૭ | પત્રિકા તથા પુ. વાંચન | ૧ | ૫ |
| ૩૫ | ભાલોદ | રા. પંડીત દામોદર ઉત્તમરામ | સને૧૯૧૪ | શિક્ષણ-વાંચન | ૨ | ૩૦ |
| ૩૬ | ભાવનગર | રા. પરમાર હીરજી જીણા | અકટોબર ૧૯૧૬ | વાંચન | ૩ | ૧૭ |
| ૩૭ | મહુવા | શ્રી. કંકુબાઈ દેવજી | | વાંચન | ૧ | ૩૫ |
| ૩૮ | મોરબી | શ્રી. કાશીબાઈ કેશવલાલ | માર્ચ ૧૯૧૬ | પત્રિકા તથા પુ. વાંચન | ૨ | ૧૩ |
| ૩૯ | મેંદરડા | મી. ચારણીયા | | | ૧ | ૫ |
| ૪૦ | ઘાટકોપર | રા. માવજી દામજી શાહ | જાન્યુઆરી ૧૯૧૭ | પત્રિકા તથા પુ. વાંચન | ૨ | ૧૦ |
| ૪૧ | મુંબઇ | સૌ. મણી જટાલાલ જગજીવન ગાંધી | ફેબરૂઆરી ૧૯૧૬ | પત્રિકા તથા પુ. વાંચન | ૧ | ૫ |
| ૪૨ | રાજકોટ | સૌ. માણેકબાઈ કાનજી કવિ | અકટોબર ૧૯૧૩ | ભક્તિ, વ્યવહાર નિતીનું શિક્ષણ, સમાજ સેવા. | ૫ | ૨૦ |
| ૪૩ | રાજપાર્ડી | રેદાબાઇ ડાહ્યાભાઈ | જુલાઈ ૧૯૧૭ | વાંચન | ૧ | ૧૫ |
| ૪૪ | લીમડા | રા. મોહનલાલ ગણેશજી વ્યાસ | ફેબરૂઆરી ૧૯૧૭ | | | |
| ૪૫ | વઢવાણ | સ. મોતીલાલ પુરૂશોત્તમ | | પત્રિકાનું ઘેર ઘેર વાંચન | ૧ | ૧૫ |
| ૪૬ | વટાર | રા. નીછાભાઈ મોહનભાઇ | | વાંચન તથા ઉદ્યોગ | | |
| ૪૭ | વાઘણીયા | સૌ. મણીબાઈ નારણદાસ સંત | સને ૧૯૧૬ | શિક્ષણ--વાંચન | ૫ | ૨૫ |
| ૪૮ | સિનોર | રા. નટવરલાલ ગીરધરલાલ શાહ | ફેબરૂઆરી ૧૯૧૬ | ગુજરાતી, સંસ્કૃત, ભરત, ગુંથણ વગેરે. | ૩ | ૩૦ |
| ૪૯ | સિદ્ધપુર | બ્હેન કમલા લક્ષ્મી | સને ૧૯૧૨ | સ્ત્રી શિક્ષણ વર્ગો ભરત, ગુંથણ વગેરે. | ૧ | ૩૦ |
| ૫૦ | સુરત | સૌ. ચીમુ બ્હેન | માર્ચ ૧૯૧૬ | શિક્ષણ, વ્યાખ્યાનો, વદકનું સાધારણ જ્ઞાન. | ૧૨ | ૩૦ |

## સ્ત્રી વાંચનગૃહો તથા અન્ય સ્ત્રી-સંસ્થાઓ જ્યાં સાહિત્ય મોકલવામાં આવે છે ત્યાંની પ્રવૃત્તિ.

| નંબર | ગામ | વ્યવસ્થાપક. | કામ શરૂ થવાની તારીખ. | શું શું કાર્ય થાય છે. | વાંચનારની સંખ્યા. | સાંભળનારની સંખ્યા. |
|---|---|---|---|---|---|---|
| ૧ | અમરેલી | સૌ. બાલાબેન કાંતિપ્રસાદ મહેતા. | સપ્ટેંબર ૧૯૧૬ | શિક્ષણ તથા વાંચન | ૪ | ૨૦ |
| ૨ | અવિધા | રા. ગુણવંત મંગળ ભટ્ટ. | | પત્રીકા–પુ. વાંચન | ૧ | ૭ |
| ૩ | આમલેથા | શ્રી તારાગૌરી હરીલાલ શાહ | | ,, વાંચન | ૪ | ૩૦ |
| ૪ | ઇલાવ | મિસિસ ચંચળબાઇ પરમાર | | ,, પુસ્તક વાંચન | | |
| ૫ | ઉપલેટા | ટપુલાલ કાળીદાસ ઉપાધ્યાય | | વાંચન ઘેર ઘેર થાય છે. | ૦ | ૦ |
| ૬ | ઉતરસંડા | શ્રી. સૌ. નર્મદાગૌરી ડાહ્યાભાઈ | | પત્રિકા–પુ. વાંચન | ૧ | ૫ |
| ૭ | કરાંચી | રા. નાગરદાસ મગનલાલ શાહ | જાન્યુઆરી ૧૭ | પત્રિકા–પુ. વાંચન | ૧ | ૭ |
| ૮ | કુંડલા | સૌ. જેકોરબ્હેન પ્રભુદાસ | સને ૧૯૧૬ | નિબંધલખન તથા વાંચન | ૮ | ૩૦ |
| ૯ | કણજરી | સૌ. જયકોર હરજીવનદાસ | ૧–૧–૧૯૧૭ | પત્રિકા–પુ. વાંચન | ૫ | ૩૦ |
| ૧૦ | ગોંડલ | મિસિસ જી. કે ઉપાધ્યયા | ઓગસ્ટ ૧૯૧૭ | શહેરના જુદા જુદા ૧૯ લત્તામાં વાંચન પ્રચાર | ... | ... |
| ૧૧ | ચલાળા | શ્રી મણીબેન | | વાંચન | ૨ | ૬૫ |
| ૧૨ | ચીગા | યુવકમંડળ લાયબ્રેરીનાં મંત્રી | | ,, | ૧ | ૮ |
| ૧૩ | જગડીયા | શ્રી. સુરજબ્હેન કાશીભાઇ | સને ૧૯૧૪ | પત્રિકા તથા ધાર્મિક વાંચન | ૧ | ૭ |
| ૧૪ | જામકંડોરણા | રા. જીવરાજ મકનજી વ્યાસ | જાન્યુ. ૧૯૧૭ | પત્રિકા તથા પુ. વાંચન | ૧૦ | ૩૦ |
| ૧૫ | ઝોબાળા | શ્રી. મુકતાબાઇ જટાશંકર | સને ૧૯૧૫ | વાંચન પત્રિકાનું તથા ધાર્મિક | ૩ | ૫ |
| ૧૬ | ડભોઈ | રા. વિશ્વનાથ માધવજીભટ, બી. એ. | ઓગસ્ટ ૧૯૧૭ | કન્યાઓને અંગ્રેજી શિક્ષણ | ૧ | ૧૦ |
| ૧૭ | દામનગર | રા. એમ. જે. ત્રીવેદી. | માર્ચ ૧૯૧૭ | પત્રિકા તથા પુ. વાંચન | ૪ | ૨૦ |
| ૧૮ | નડીયાદ | શ્રી શાંતાબેન મગનલાલ | સને ૧૯૧૨ | શિક્ષણ–વાંચન | ૨ | ૬૦ |
| ૧૯ | નાર | રા. ભાઈલાલ કપુરચંદ શાહ | ડીસેંબર ૧૯૧૬ | પત્રિકા–પુ. વાંચન | ૭ | ૩૭ |
| ૨૦ | નાંદોદ | સૌ. રમણગૌરી માણેકલાલ | ફેબ્રુ. ૧૯૧૭ | શિક્ષણ–ઉધોગ વાંચન | ૨ | ૧૨ |
| ૨૧ | પરીયા | એક કાર્યવાહક. | ઓકટોબર ૧૯૧૭ | શિક્ષણ–વાંચન | ૬ | ૭ |
| ૨૨ | પરીયા | રા. મ. એન. ભટ્ટ. | | વાંચન–ઉધોગ–શિક્ષણ | ૨ | ૨ |
| ૨૩ | પલાસવા | રા. ડી. આર. દવે | | પત્રિકા–પુસ્તક વાંચન | | |
| ૨૪ | પોરબંદર | સૌ. બેન કુસુમમંજરી | જુન. ૧૯૧૭ | પુસ્તક–વાંચન | ૧ | |
| ૨૫ | પાલનપુર | રા. એચ. કે. બુચ. | મે. ૧૯૧૭ | પત્રિકા–વાંચન | | |
| ૨૬ | પંડોળી | રા. કૃષ્ણ મૂર્તિ | એપ્રીલ ૧૯૧૭ | પુસ્તકો ફરે છે. | | |
| ૨૭ | બખરલા | રા. શંભુલાલ ટીડાભાઈ | | વાંચન | ૩ | ૫ |

## સ્ત્રી વાંચન ગૃહોનો લેવામાં આવતો લાભ.

**૫૦ સ્ત્રી વાંચન ગૃહોથાંથી—**

૨૬ માં સ્ત્રી વ્યવસ્થાપકો છે અને ૨૪ માં પુરૂષો છે.

૩૧ સ્થળે મુકરર કરેલે સ્થાને એકત્ર મળી સાહિત્યનું વાંચન થાય છે: ૧૨ સ્થળે વાંચન ઉપરાંત ઉદ્યોગનું, ધાર્મીક પુસ્તકોનું, વ્યવહારીક તથા અંગ્રેજી શિક્ષણ પણ આપવામાં આવે છે: ૪ સ્થળે સાહિત્ય ઘેરે વાંચવા મોકલવામાં આવે છે: અને ૩ સ્થળે મરકીને લીધે કામ હાલ બંધ છે.

૧૩ સ્થળે દરરોજ વાંચન થાય છે: ૧૩ સ્થળે મહિનામાં—ચાર વખત: ૮ સ્થળે ૨ વખત: ૧ સ્થળે ૩ વખત: ૧ સ્થળે ૧૬ વખત: ૧ સ્થળે ૧૦ વખત: ૧ સ્થળે ૮ વખત: ૪ સ્થળે તહેવારના દિવસોએ: અને ૭ સ્થળેથી એ વિશે માહિતી મળી નથી.

૧૧ સ્થળે એક કલાક કામ ચાલે છે: ૨૦ સ્થળે બે કલાક: અને ૩ સ્થળે ત્રણ કલાક કામ ચાલે છે. ૧૬ સ્થળેથી તે સંબંધી માહિતી મળી નથી.

દરેક સ્ત્રી વાંચન ગૃહમાં સરેરાશ હાજરી ૧૩ ની આવે છે.
,, ,, ,, ,, વાંચી સમજાવનારની સંખ્યા ૨ ની હોય છે.
,, ,, ,, ,, સાંભળનારનની સંખ્યા ૧૫ ની હોય છે.

એટલે કુલ વાંચી સમજાવનારની સંખ્યા.—૧૦૨ ની થઈ: સાંભળનારાંની સંખ્યા—૭૬૫ ની થઈ: અને કુલ લાભ મેળવનારની-સંખ્યા— ૮૬૭ ની થઈ.

દરેક સંસ્થા વધારે આકર્ષક શી રીતે બને અને તેનો લાભ વધારે પ્રમાણમાં શી રીતે લેવાય?—આ પ્રશ્નનો ઉત્તર આપતાં વાંચન ગૃહનાં વ્યવસ્થાપકો-જૂદા જૂદા અભિપ્રાય દર્શાવે છે. અને દરેક ગામના સંજોગો ધ્યાનમાં લેતાં તે ઈલાજો વાજબી હોઈ શકે. તેઓ ઘણે ભાગે નીચલા પાંચમાંથી એક એક ઈલાજ જણાવે છે.

૧. આવનારને ઉત્તેજન મળવાથી ૨. ગમત સાથે જ્ઞાનનાં સાધન આપવાથી ૩. ઉદ્યોગનાં સાધન આપવાથી. ૪. નિષ્કામ કાર્યવાહકોની વૃદ્ધિથી ૫. આર્થીક લાભ મળવાથી.

## વ્યાખ્યાનમાળા.

**વ્યાખ્યાન માળા—સ્ત્રી** જીવનમાં જાગૃતિ લાવી તેમનામાં આત્મ-વિશ્વાસ, સ્વાવલંબન અને કર્તવ્યનિષ્ટાના અંકુરો સ્ફુરે, ખીલે અને આચારમાં ઉતરેઃ અવલોકન કરીને, વાંચીને, સાંભળીને, પોતાની મેળે—પોતાની બુદ્ધિશકિતથી દરેક બાબતનો ન્યાયપૂર્વક નિર્ણય કરતાં શીખે એવા હેતુથી જૂદા જૂદા જ્ઞાનના વિષયો જૂદા જૂદા રૂપમાં તેમની આગળ અનુભવી અને અભ્યાસી વ્યાખ્યાનકારો દ્વારા ચર્ચવાની વ્યવસ્થા કરવામાં આવેછે. મુંબઇમાં જૂદા જૂદા લત્તામાં એવાં વ્યાખ્યાનોના, ભજનકીર્તન તથા સ્નેહસંમેલનના અને વાર્તા વિનોદના ૧૦૦ મેલાવડા કરવામાં આવ્યાહતા.

સર્વ મેલાવડામાં **વિદુષિ મિસિસ એનીબેસંટના**-વ્યાખ્યાન વેળા સ્ત્રીઓનો ઉત્સાહ અસાધારણ જણાયો હતો. **શ્રીગાંધીજી** વખતે જાહેરાત વગર સારી સંખ્યાએ હાજરી આપી હતી.

આજ પ્રમાણે બહારગામની શાખાઓમાં પણ જ્યાં જ્યાં અનુકુળતા હોય ત્યાં એવા મેલાવડાની વ્યવસ્થા કરવામાં આવી હતી.

મુંબઈમાં છેલ્લા બે વર્ષમાં થયેલા **૧૦૦** મેલાવડામાં સરેરાશ દરેક મેલાવડામાં **૭૪** સ્ત્રીઓની હાજરી માલુમ પડી હતી.

### ભગિનીસમાજ વ્યાખ્યાન માળાની વિગત.

| **ભાષણનો વિષય** | ભાષણની **સંખ્યા** | **ભાષણ કર્તાનું નામ** |
|---|---|---|
| **(૧) ચરિત્ર.** | | |
| શ્રી. ગોપાળ કૃષ્ણ ગોખલે. | ( ૧ ) | મી. કરશનદાસ જે. ચીતલીયા. |
| સતી દ્રૌપદી; સાવિત્રી. } ” | ( ૧ ) | સૌ. અવંતીકાબાઈ ગોખલે. |
| મિસિસ એની બેસંટ } | ( ૩ ) | મી. માવજી ગોવિંદજી શેઠ. |
| મી. દાદાભાઈ નવરોજી. | ( ૧ ) | મિસિસ રતનબાઈ પાવરી. |
| શ્રી. મોહનદાસ. ક. ગાંધી. | ( ૧ ) | રા. પી. જી, દેશાઇ. |

## (૨) કેળવણી.

| | |
|---|---|
| શિક્ષણકળા | (૨) મી. જી. કે. દેલવાડાકર. |
| પ્રો. કર્વેની હિંદી સ્ત્રીઓ માટેની યુનીવર્સીટી. | (૧) રા. હરજીવનદાસ કાળીદાસ. |
| સ્ત્રી શિક્ષણનો હેતુ. | (૩) " " |
| સ્ત્રીવર્ગો શા માટે ? | (૧) સૌ. ઇચ્છાદેવી શર્માં. |
| કેલવણીનો ઉપયોગ. | (૧) શ્રી. મંગળાગૌરી મોતીલાલ. |
| શિક્ષણ અને સેવા. | (૧) ગં. સ્વ. મણીબાઈ ભટ્ટ. |

## (૩) સામાજીક.

| | |
|---|---|
| નવરાત્રી; દીવાળી. | (૨) રા. અમૃતલાલ સુંદરજી પઢીઆર. |
| મુંબઈનું અને ગામડાનું સ્ત્રીજીવન. | (૧) રા. માવજી. ગો. શેઠ. |
| સ્ત્રી વર્ગ અને કુટુંબ સુખઃ વર્તમાન સ્ત્રી ધર્મ. | (૨) શ્રી. એનકોર બ્હેન. દેવીદાસ. |
| સ્ત્રી સંસ્થાઓનું ધ્યેય. | (૧) પ્રો. નૃસિંહપ્રસાદ ભટ, એમ. એ |
| વર્તમાન સ્ત્રી ધર્મ | (૨) રા. હરજીવન કાળીદાસ |
| સ્ત્રીઓએ શું કરવું જોઇએ ! | (૧) " " |
| આપણો ઉદ્ધાર કેમ કરવો ! | (૧) " " |
| વાણીનો ઉપયોગ જીવનનો આનંદ. | (૩) રા. ગિરધરલાલ મહેતા |
| સ્ત્રીઓનો બેલી તે કોણ ! | (૧) રા. જન્મશંકર બુચ. |
| ભજન કીર્તન. | (૨) " (લલિત) |
| સ્ત્રી જાતિસંબંધી વિચારો. | (૧) સૌ. ભાનુમતિ દ. ત્રીવેદી. |
| પૂર્વ અને પશ્ચિમનું સ્ત્રીત્વ. | (૧) સૌ. ઇચ્છાદેવી શર્મા. |
| સ્ત્રીઓ અને નવજીવન. | (૧) મિસિસ રતનબાઇ પાવરી. |
| આદર્શ માતા. | (૧) સ્વામી શ્રી સત્યદેવજી. |
| **સ્ત્રીઓને ભારતનો સંદેશ** | **(૧) મીસીસ એનીબેસંટ.** |

**(૪) ઇતિહાસ.**

| | |
|---|---|
| હિંદુ સમયનો, મુસલમાન સમયનો, અને બ્રિટિશ સમયનો ગુજરાતનો ઇતિહાસ. | ( ૬ ) રા. રણજીતરામ વાવાભાઇ, બી. એ. |
| હિંદુસ્તાનનો ઇતિહાસ<br>ઈંગ્લાંડનો ઇતિહાસ. | ( ૨ ) " " |

**(૫) સેવા.**

| | |
|---|---|
| સ્ત્રીઓ અને સમાજસેવા. | ( ૮ ) મી. બી. આર. દીવેટીયા. બી. એ.<br>મી. સી. એન. પંડ્યા. એ. એ. એલ એલ બી.<br>મી. એ. વી. ઠક્કર એલ. સી. ઈ.<br>મી. રણજીતરામ વાવાભાઈ, બી. એ.<br>મી. સી. એસ. દેવળે, બી. એ.<br>સ્વામી શ્રી ભૂમાનંદજી. |

**( ૬ ) ધાર્મિક.**

| | |
|---|---|
| યુગ ધર્મ. | ( ૨ ) શ્રી નાની બ્હેન ગજ્જર. |
| હિંદુ સ્ત્રીઓ અને ધર્મજ્ઞાન | ( ૨ ) મી. જમનાદાસ દ્વારકાદાસ. |
| જનસેવા; યજ્ઞ; સત્સંગ. | ( ૪ ) મિસિસ રતનબાઇ પાવરી. |
| પર્વો અને ઉત્સવો. | ( ૧ ) મી. હરજીવનદાસ કે. મહેતા. |
| કીર્તન. | ( ૧ ) રા. ગટુલાલ ગોપીલાલ ધ્રુ, બી. એ. |

**(૭) વિજ્ઞાન.**

| | |
|---|---|
| તારામંડળ; ગ્રહણ.<br>રાત્રિદિવસ; લડાઇ. | (૪) મી. એન. બી. લશ્કરી, બી. એ. |
| ખગોળ, ભૂગોળ. | (૪) રા. ગીરધરલાલ જી. મહેતા. |

**(૮) વૈદક.**

| | |
|---|---|
| શરીરરચના; તેનું કાર્ય<br>સાંધા, સ્નાયુ, લોહીપરું વગેરે | (૫) ડૉ. કલ્યાણદાસ જે. દેશાઈ, એલ. એમ. એસ. |

**(૯) રાજકીય.**

| | |
|---|---|
| આપણો દેશઃ<br>આપણા દેશની રાજ્ય વ્યવસ્થાઃ<br>કોન્ગ્રેસ એ શું છે? | (૩) રા. ચંદ્રશંકર એન. પંડ્યા, બી. એ. એલ એલ બી. |

**ફીજીમાં હિંદી બ્હેનોની સ્થાતિ ( ૧ ) શ્રી. મો. ક. ગાંધી.**

| | |
|---|---|
| કોન્ગ્રેસઃ<br>વર્તમાન સ્થીતિઃ<br>સ્વરાજ્યમાં સ્ત્રિઓનું સ્થાનઃ | ( ૩ ) રા. હરજીવન કાળીદાસ મહેતા |
| હિન્દી રાજકીય સુધારની યોજના. | ( ૧ ) રા. એ. વી. ઠક્કર એલ. સી. ઇ. |

**(૧૦) વાર્તાલાપ.**

| | |
|---|---|
| વિલાયતના સ્ત્રીજીવન સંબંધી | ( ૧ ) ડૉ. જીવરાજ નારાયણ મહેતા, એમ. ડી. ( લંડન ) |
| ચાલીઓ તથાં સંસ્થાઓની મુલાકાત અને વાર્તાલાપ | ( ૧૨ ) સૌ. શારદા મહેતા, બી એ. |
| સ્નેહ સંમેલન | ( ૧ ) મિસિસ અવંતીકાબાઇ ગોખલે ચંપારણ જતીવેળા (તેમના માનમાં.) |

વિજ્ઞાનને લગતાં અને વૈદકને લગતાં વ્યાખ્યાનોમાં ચાર્ટસ–નકશા, મેજીકલેન્ટર્ન અને એવા બીજા પ્રત્યક્ષ પ્રયોગોથી સમજાવવામાં આવેછે.

વાર્તાવિનોદના મેલાવડા અને સ્નેહ સંમેલનોથી સ્ત્રીઓમાં અનુભવ અને વિચારની આપલે થાય અને ભગિનીભાવ દ્દઢ થાય એવો હેતુ રાખવામાં આવ્યોછે.

આટલા અનુભવ ઉપરથી એમ જણાય છે કે હમેશાં મોટા મેલાવડા કરવા કરતાં નાની નાની સંખ્યામાં ( Groups ) બ્હેનો મળે, તેમાંથી કોઇ પુસ્તક વાંચે અને વિષય ચર્ચે: એવાં એકજ વલણનાં બ્હેનો અમૂક વિષયનો અભ્યાસ કરવાના હેતુથી અમૂક અમૂક દિવસે મળે–વાંચે ને વિચારે તો વધારે લાભ થાય–આ દિશામાં પ્રયોગ શરૂ કરવા વિચાર છે.

# સ્ત્રીશિક્ષણ વર્ગો.

વિચારશીલ લોકોમાં આ બીના તો સર્વમાન્ય છે કે સ્ત્રીજાતિની ઉન્નતિ પર પ્રજાની ઉન્નતિનો આધાર છે, ને પ્રજાની ઉન્નતિ પર દેશની ઉન્નતિનો આધાર છે. કારણ, બાલક તે માતાનું પ્રતિબિંબ છે, અને માતાનાં આચાર, વિચાર, બુદ્ધિ, શારિરીક શકિત, ગુણ દોષનો પ્રજાને વારસો મળે છે. એટલે આપણા દેશને માટે આપણે જે સ્થાન ઇચ્છીએ તે સ્થાન પ્રથમ આપણે દેશની માતાઓને આપવું જોઇએ. તેમને યોગ્ય સ્થાન આપવાનો, ઉન્નત બનાવવાનો એક માર્ગ તેમનામાં શિક્ષણનો ફેલાવો કરવાનો—તેમને કેળવવાનો છે.

**સ્ત્રીશિક્ષણનો ઉદ્દેશ**—સ્ત્રીશિક્ષણનો ઉદ્દેશ એ નથી કે તેમને એકાદ બે ભાષા બોલતાં આવડે અગર તો તેમનાં મગજ જ્ઞાનની વિગતોથી ભરાય. શિક્ષણનો ઉદ્દેશ, ભાષા અને જ્ઞાન દ્વારા તેમની બુદ્ધિ, લાગણી, અને કલ્પનાશકિત ખીલાવી, ઉત્તરોતર ઊંચી સ્થિતિએ જવા તેમને ઉત્કંઠા થાય અને તેમનું જીવન, તેમના જ્ઞાનના પ્રમાણમાં ઉદાર, મધુર, સત્ય અને પ્રતાપી બને, પોતે સુખી થાય ને બીજાંને સુખી કરે, એજ છે. સામાજીક એવો એક પણ પ્રશ્ન નથી કે જેનો નિર્ણય શિક્ષણ દ્વારા ન થાય. ‘જે હાથ પારણું ઝુલાવે છે તેજ હાથ દુનિયાપર અમલ ચલવે છે.’ સ્ત્રીશિક્ષણનું આટલું મહત્વ છતાં તેનો પ્રચાર હજી આપણા સમાજમાં જોઇએ તેવો નથી. હજી માત્ર શરૂઆતજ થઈ છે. તેનો વિસ્તાર ઘણો વધવો જોઇએ. સાધનસામગ્રી અને શકિત સાથે પૂરુષોએ તેમજ સ્ત્રીઓએ બ્હાર પડવું જોઇએ. તેમ થશે ત્યારેજ આપણો હેતુ બર આવશે, ત્યારેજ ભવિષ્યની પ્રજા ઉન્નત થશે, ત્યારેજ આપણે આપણો ધર્મ બજાવ્યો કહેવાશે.

આપણા હિંદુ સમાજમાં સાધારણ રીતે બાર તેર વર્ષે કન્યાકેલવણી બંધ થાય છે. રૂઢીને આધિન થઈ લોકો એટલી કુમળી વયે બાલાને લગ્ન બંધનથી બાંધે છે. એટલે તેનું શિક્ષણ ત્યાં બંધ પડે છે. આઠથી અગીયાર કે બારમા વર્ષ લગીજ તેને નિશાળે મોકલવામાં આવે છે. ત્રણ ચાર વર્ષમાં હજી તેણે ત્રણ પુસ્તકો પણ પૂરાં કર્યાં હોતાં નથી ત્યાં તેમનો અભ્યાસ



ભગિની સમાજ—સ્ત્રી-શિક્ષણ વર્ગો—મુંબઈ: ૧૯૧૭.

અટકેછે. એવી વિવાહીત કે અવિવાહિત બાલાઓનું અધુરૂં શિક્ષણ પૂરૂં કરવવાના હેતુથી તથા મોટી ઉમ્મરની સ્ત્રીઓ, સધવા તેમજ વિધવા, જેમને શિક્ષણ લેવાની ઇચ્છા હોય તેમને શિક્ષણ આપવાના હેતુથી આ 'સ્ત્રીશિક્ષણ વર્ગો' ખોલવામાં આવ્યા છે.

## શિક્ષણનો વખત અને વિષયો.

સંસારમાં ગુંથાયા પછી સ્ત્રીઓને સાધારણ રીતે શિક્ષણ માટે સમય ઓછો મળે છે એટલે શિક્ષણનો સમય તેમની સગવડને અનુસરીને બપોરના બેથી ત્રણ કલાકનો રાખવામાં આવે છે.

શિક્ષણના વિષયો બે ભાગમાં વ્હેંચી નાખવામાં આવે છે, માનસિક વિકાસ માટે, ક્રમસર ગુજરાતી, ગણિત તથા શીવણ ભરત શીખવાય છે **તથા હૃદયના વિકાસ માટે** મહાન સ્ત્રી પુરૂષોનાં જીવન ચરિત્રો, બોધક વાર્તા તથા સામાન્ય જ્ઞાનનાં વિષયો—ઇતિહાસ, ભુગોળ, ખગોળ, આરોગ્ય, બાલકોનું રક્ષણ–શિક્ષણ, ગૃહવ્યવસ્થા વગેરે વિષયો–વાર્તા અને વ્યાખ્યાન-દ્વારા અથવા તો વાંચી સમજાવીને સરળ રીતે શીખવવામાં આવે છે.

## તપાસ અને પરિક્ષા.

સામાન્ય રીતે દરેક વર્ગમાં છમાસિક પરીક્ષા લેવામાં આવે છે. પ્રસગોપાત કેળવણીના કામમાં અનુભવી હોય તેવાં બ્હેન બંધુઓનો બોલાવી, વર્ગો તપાસાવી તેમની સલ્લાહ લેવામાં આવે છે અને અનુ-કુળતાના પ્રમાણમાં તે સુચનાનો અમલ પણ કરવામાં આવે છે.

ડીસેંબર, ૧૯૧૭ માં સૌ. બ્હેન શારદા સુમંત મહેતા, બી. એ., તથા સૌ. બ્હેન સરલાદેવી અંબાલાલ સારાભાઇએ કેટલાક વર્ગો તપાસી ઉપયોગો સુચના કીધી હતી.

## શિક્ષકો.

આ પ્રકારના શિક્ષણની ફતેહનો આધાર વર્ગોનાં શિક્ષકો તેમજ કાર્યવાહકો પર રહે છે. બાલકો માટેની શાળામાં જે રીતે કામ લેવામાં આવેછે તે રીતે મોટી ઉમ્મરની બ્હેનો સાથે કામ લઇ શકાય નહિ. શિક્ષણ દેનારમાં ને લેનારમાં જેમ ઓછું અંતર રહે તેમ કામ વધારે

સરળ થાય છે. કોઇપણ પ્રકારની સંસ્થાની સ્થિરતા બાહ્ય બળ વાપરવા પર નથી પણ સ્નેહબળ વધારવાથી વધે છે. શિખવા આવનારના સંજોગો, સ્થિતિ, આચારવિચાર, રીતરીવાજથી વાકેફ થઇ, તેમની અનુકુળતા વિચારી, તેમનો વિશ્વાસ સંપાદન કરી તેમની જોડે કામ લેવાથી તેઓ શિખવામાં રસ લેછે, તેમની મુશ્કેલી વિનાસંકોચે જણાવે છે, ને તે દુર કરવાનું બની શકે છે. આવા સંજોગોમાં પોતાના વિચારો અને વર્તનથી જે શિક્ષણ અપાય તે શિક્ષણ શિખનારના જીવનમાં વણાઈ જાય છે. એટલા માટે શિખવનાર ઉપર જણાવેલી વસ્તુસ્થિતિથી વાકેફ અને સંસ્કારી હોવાં જોઇએ. આ વર્ગો માટે તેવી વ્યવસ્થા કરવા દરેક પ્રયાસ થાય છે.

ટુંકમાં શિક્ષણથી સ્ત્રીઓનાં મનનો, શરીરનો, અને આત્માનો વિકાસ થાય અને જેથી તેઓ પોતાનું, કુટુંબનું, તેમજ જનસમાજનું કલ્યાણ કરી શકે એવા શિક્ષણની યોજના કરવામાં આવી છે.

## વ્યવસ્થા.

ભગિની સમાજ કારોબારી મંડળનાં બ્હેનો આ વર્ગોને અંગે સ્ત્રી શિક્ષણ વર્ગોમાં શિક્ષણ આપવાનું, વ્યવસ્થા રાખવાનું, શિખવા આવનારની મૂશ્કેલી જાણી લઈ તે દુર કરવાનું, જેઓ વર્ગોનો લાભ લેતાં બંધ પડે અગર અનિયમીત હાજરી આપે તેમને ઘેરે જઇ તેમને નિયમીતપણે વર્ગોનો લાભ લેવા સમજાવવાનું, જેઓ વર્ગોથી વાકેફ ન હોય તેમને વાકેફ કરી વર્ગોમાં ચાલતા કામની સમજણ આપી વર્ગોનો લાભ લેવા આકર્ષવાનું, વર્ગો માટે લોકોની સહાનુભૂતિ મેળવવાનું, તેમજ પોતાની બ્હેનોની એકંદર સ્થિતિ સમજી લઈ તેમનું જીવન સરળ, આનંદી અને ઉન્નત બને તેવો માર્ગ કરી આપવાનું પરોપકારી કાર્ય તેઓ, પોતાના સમય, શકિત અને સાધનનો ભોગ આપી, કરે છે.

મીશનરી બાનુઓની માફક ઘેર ઘેર ફરી પોતાની બ્હેનોનું શ્રેય સાધવામાં આનંદ માનનાર આવાં દૈવી પ્રકૃતિવાળાં બ્હેનો મોટી સંખ્યામાં બ્હાર પડે, ને પુરૂષ વર્ગ તેમના કાર્યને વધાવી લઈ તેમને ઘટતું ઉત્તેજન આપે તો દેશની પ્રગતિ કેટલી ઝડપથી થાય !

# સ્ત્રીશિક્ષણવર્ગોમાં અભ્યાસ કરતી શિષ્યાઓનું વર્ગીકરણ.

## સને ૧૯૧૭

| નાં૦ | વર્ગનું નામ. | સ્થળ. | ગુજરાતી સાહિત્ય. | ગુજરાતી વાંચન લેખન. | ગુજરાતી શરૂઆતનું. | ઉદ્યોગ. | અંગ્રેજી. | તાત્કાળીક ઉપાયોનું શિક્ષણ. | ટોટલ. | પરણેલ. | વિધવા. | કુમારિકા. | સરેરાશ હાજરી. | વ્યવસ્થાપકનું નામ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ભગિની સમાજ સ્ત્રી શિક્ષણ વર્ગ. (કોટ) | મુંબઈ | ૬ | ૨૦ | ૬ | ૧૩ | ૮ | ૧૩ | ૩૯ | ૨૮ | ૩ | ૮ | ૧૮ | સૌ. હીરાબ્હેન પ્રાગજી વ્યાસ |
| ૨ | ભગિની સમાજ સ્ત્રી શિક્ષણ વર્ગ. (ગિરગામ) | ,, | ૫ | ૫ | ૫ | ૪ | ૨ | ૫ | ૧૮ | ૧૪ | ૨ | ૨ | ૮ | મિસિસ રતનબાઈ પાવરી |
| ૩ | ભગિની સમાજ સ્ત્રી ઉદ્યોગ વર્ગ. (સેન્ડહર્સ્ટ રોડ,) | ,, | ૦ | ૦ | ૦ | ૧૭ | ૦ | ૦ | ૧૭ | ૧૫ | ૨ | ૦ | ૬ | સૌ. સુરજબ્હેન મણીલાલ |
| ૪ | ભગિની સમાજ સ્ત્રી શિક્ષણ વર્ગ. | અમરેલી | ૯ | ૦ | ૭ | ૦ | ૦ | ૦ | ૧૬ | ૯ | ૭ | ૦ | ૮ | સૌ. બાળાગૌરી કાન્તિપ્રસાદ મહેતા. |
| ૫ | ભગિની સમાજ અંગ્રેજી શિક્ષણ વર્ગ. (કન્યાઓ માટે) | ડભોઈ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૮ | ૦ | ૧૮ | —૯ | ૦ | ૦ | ૧૫ | રા. વિ. એમ ભટ્ટ, બી. એ. |
| ૬ | મહિલા શિક્ષણ વર્ગ. | સિનોર | ૧૦ | ૦ | ૧૦ | ૧૦ | ૦ | ૦ | ૩૦ | ૦ | ૦ | ૦ | ૧૫ | રા. નટવરલાલ ગી. શાહ |
| ૭ | સ્ત્રી શિક્ષણ વર્ગ. | ચલાળા | કાર્ય કરનારાની ગેરહાજરીને લીધે બંધ પડયા. | | | | | | ... | ... | | | ... | ગં. સ્વ. મણીબ્હેન |
| ૮ | સ્ત્રી શિક્ષણ વર્ગ. | નાંદોદ | કાર્ય કરનારાની ગેરહાજરીને લીધે બંધ પડયા. | | | | | | ... | ... | | | ... | સૌ. રમણગૌરી માણેકલાલ |
| ૯ | સ્ત્રી ઉદ્યોગ વર્ગ. | વઢવાણ | બંધ પડયા—વ્યવસ્થાપકનાં મૃત્યુની નોંધ લેતાં ખેદ ઉપજે છે. | | | | | | ... | | | | ... | રા. મોતીલાલ પરશોત્તમ |
| | ટોટલ | | ૩૦ | ૨૫ | ૨૯ | ૪૪ | ૧૦ | ૧૮ | ૧૩૯ | ૬૪ | ૧૪ | ૧૦ | ૭૨ | |

## વધતા જતા સ્ત્રી શિક્ષણ વર્ગો.

ઉપર જણાવ્યા પ્રમાણે હાલ કુલ નવવર્ગોમાંથી ૭ વર્ગો ચાલુ છે, તેમાં ત્રણ મુંબઇમાં છે અને ત્રણ બહાર ગામ-ગુજરાત કાઠીયાવાડમાંચાલે છે. ને કાર્ય કરનારની અનિવાર્ય કારણથી ગેરહાજરીને લીધે બહાર ગામના ત્રણ વર્ગો હાલ બંધ પડયા છે.

## સ્ત્રી ઉદ્યોગ વર્ગો.

**વિધવાઓની** તેમજ કમનશીબ **અનાથ સધવાઓની** સ્થિતિ ઘણી વખત દયાજનક હોય છે! માનસિક વિકાસ માટે કેળવણી લેવા જેવી તેમની સ્થિતિ હોતી નથી. ગુજરાનનાં સાધન માટે તેઓ તરફડતી હોય છે. કુલીનતા સાચવી-અને ગુજરાનનાં સાધન કરી આપવા માટે ઉદ્યોગ ગૃહોની જરૂર છે. આવા ઉદ્યોગ ગૃહો ઠામ ઠામ જોઇએ. ને એવી વ્યક્તિઓને ખોળી કાઢી તેમને કામે લગાડવી જોઇએ.

આને માટે મોટા પાયા ઉપર યોજના થવી જોઇએ. જો કોઇ સખી ગૃહસ્થો તે બાબત ધ્યાન ઉપર લેશે તો અનાથ અબળાના હૃદયની દુવા તે મેળવી શકશે.

જો થોડી થોડી પણ મદદ આપવામાં આવે તો નાના નાના ગામોમાં બીજે ઘણે સ્થળે સ્ત્રી ઉદ્યોગ વર્ગો ખોલી શકાય તેમ છે.

અમને જેમ અનુકૂળતા જણાતી જશે તેમ અમે તે દિશામાં આગળ વધીશું.

જોત જોતામાં એટલી બધી જવાબદારી અમારા ઉપર આવી પડશે એમ અમે ધાર્યું ન હતું. અમે તે માટે તૈયાર પણ ન હતાં. પરંતુ માગણીને માન આપીને અમે આ શુભ કાર્ય સ્વીકાર્યું છે, તે નીભાવવાને અને સંગીન બનાવવાને પ્રભુ અમને બળ આપો.

**વર્ગોની વિશેષ હકીકત નીચે પ્રમાણે છે—**

## પુસ્તકાલય.

પુસ્તકાલય એ હાલના જમાનામાં જ્ઞાન પ્રાપ્તિનું એક સબળ સાધન ગણાય છે. પ્રત્યેક બાબતમાં, તેમ કાર્ય કરવામાં પણ જ્ઞાનની ખાસ જરૂર છે. કાર્ય કરવાની ઇચ્છાવાળાં તેમજ જ્ઞાન વૃદ્ધિની જીજ્ઞાસા ધરાવનાર બ્હેનો માટે ખાસ પસંદ કરેલાં લગભગ ૧૦૦૦ પુસ્તકોનું પુસ્તકાલય–બનાવવામાં આવ્યું છે.

આ પુસ્તકો બે સ્થળે વ્હેંચી નાખવામાં આવ્યાં છે. એક, ભગિની-સમાજ કાર્યાલયમાં (સર્વન્ટ્સ્ ઑફ–ઇન્ડિયા સોસાઇટીના મકાનમાં) તથા બીજું કોટના સ્ત્રી શિક્ષણ વર્ગના હૉલમાં.

જીજ્ઞાસુ બ્હેનો પ્રમાણમાં પુસ્તકાલયનો સારો લાભ લે છે. ઘણી વેળા તેમને પુસ્તકો પસંદ કરી આપવામાં આવે છે. તેનો કેવો ઉપયોગ કરવામાં આવે છે તેની પૂછપરછ કરવામાં આવે છે ને તેમને સમજવામાં મૂશ્કેલી જણાય તો સમજાવવામાં આવે છે.

હવે, પુસ્તકોને અમૂક ભાગમાં વ્હેંચી નાખી, જૂદે જૂદે સ્થળે રાખી, તેનો વધારે બ્હોળો ઉપયોગ થાય તેમ કરવા અનુકૂળતાએ તજવીજ થશે. પુસ્તકોની સંખ્યામાં વધારો થતાં તેનું લીસ્ટ પણ છપાવવામાં આવશે જેથી બ્હેનો ઘેર બેઠા પણ પુસ્તકો મંગાવી શકે.

પુસ્તકો સિવાય કેટલાંક ઉપયોગી માસિકો પણ મંગાવવામાં આવે–છે અને તેનો પણ ઠીક ઉપયોગ કરવામાં આવે છે.

## સ્ત્રીશિક્ષણ પ્રશ્નાવળી.

આપણી સ્ત્રીસંસ્થાઓની વાસ્તવિક સ્થિતિ શી છે, એની ખરી મુંશ્કેલી શી છે, જનસમાજ પ્રત્યે સંસ્થાનું અને સંસ્થા પ્રત્યે જનસમાનું કર્તવ્ય શું છે, એ હકીકત એકત્ર કરવાના હેતુથી ગયે સાલ ૪૦ પ્રશ્નોની એક પ્રશ્નાવળી તૈયાર કરી જૂદી જૂદી સંસ્થાઓને અને અનુભવી સજ્જનોને ૧૦૦ સ્થળે મોકળવામાં આવી હતી. તેના ઉત્તરમાં અમને ૯ સ્થળેથી સવિસ્તર જવાબ મળ્યા કે જેનું દોહન કરી અમોએ હેવાલ તૈયાર કર્યો છે. તે અન્ય સ્થળે કોઈ માસિકમાં અગર પત્રિકારૂપે હવે પછી પ્રસિદ્ધ થશે.

**પ્રશ્નાવળી** ઉપયોગી હોવાથી અત્રે આપી છે. આ પ્રશ્નોનું નિરાકરણ થાય તો કામ ઘણું સરળ થઈ પડે.

## પ્રશ્નાવળી.

૧ તમારા સ્ત્રી વર્ગ સ્થાપવાની શી જરૂર જણાઈ હતી? એ હેતુ કેટલે દરજ્જે ફલીભૂત થયો છે! ફલીભૂત થવામાં શી મુશ્કેલી નડી હતી? અને તે મુશ્કેલીઓ કેવી રીતે દૂર કરી!

૨ તમારા સ્ત્રી વર્ગોનો કોણ લાભ લે છે! સામાન્ય રીતે કઇ જ્ઞાતિની, કઈ ઉમ્મરની, કેવી સ્થિતિની, અને કેટલી!

૩ લાભ લેતી સ્ત્રીઓ નિયમિત આવે છે? અનિયમિત આવવાનાં વર્ગનાં, ઘરનાં, કે બીજાં શાં કારણો ધારો છો? સ્ત્રીઓ સાધારણ રીતે કેટલા માસ કે વર્ષ લગી વર્ગનો લાભ લેછે!

૪ આ વર્ગો પ્રત્યે સ્ત્રી વિદ્યાર્થીઓના પિતા અને પતિની સહાનુભૂતિ છે!

૫ ઘરવ્યવસ્થા કરવાની હોય અને નાનાં બાલકો હોય તે છતાં ભણવાની ઇચ્છા હોય તેઓને માટે કંઈ વ્યવસ્થા છે? અગર ન હોય તો શી વ્યવસ્થા થવી જોઇએ!

૬ સંયુક્ત કુટુંબની સ્ત્રીઓને માટે શા રસ્તા લેવા જોઇએ!

૭ સ્ત્રીવર્ગમાં તદન નિરક્ષર સ્ત્રીઓ આવે છે કે સહજ જ્ઞાનવાળી? બંને આવતી હોય તો બંને વર્ગ જુદા રાખો છો કે સાથેજ?

૮ વર્ગમાં આવતી જૂદી જૂદી સ્થિતિની સ્ત્રીઓ એક બીજા સાથે છૂટથી ભેળાય છે કે કેમ! બંને વર્ગ માટે જુદી સંસ્થાની તરફેણમાં છો?

૯ તમારી સંસ્થાના વર્ગોનો ટાઇમ કયો છે! એ ટાઇમિજ અનુકુલ છે કે કેમ!

૧૦ અભ્યાસક્રમ શો રાખ્યો છે!

૧૧ ગુજરાતી સમુળગું કિંવા બરાબર ન જાણનાર ઇંગ્રેજી કે સંકૃત શિખવાની હોંશ ધરાવે છે, એ તમને અનુભવ છે! હોય તો તમે કેવી રીતે વ્યવસ્થા કરો છે?

૧૨ સંગીન ગુજરાતી જ્ઞાન આપવાની જરૂર ધારો છો? કેવો ક્રમ જોઇએ?

૧૩ સામાન્ય જ્ઞાન માટે શી વ્યવસ્થા છે?

૧૪ વિલાયત જઈ આવનારાં, જનારા, અને જેઓ પોતાની પત્નીને ઇંગ્રેજી રીતરીવાજવાળી અને ઇંગ્રેજી ભણેલી જોવા ઇચ્છે છે ને સંયુક્ત કુટુંબને લીધે પ્રથમ શીખેલી નથી હોતી, તેમને ગુજરાતી ઇંગ્રેજી શિક્ષણ ટુંક સમયમાં આપવાની કોઈ વ્યવસ્થા છે? ન હોય તો શી સૂચના કરો છો?

૧૫ સંસ્કૃતની આવશ્યકતા છે?

૧૬ તમને એમ નથી લાગતું કે લાભ લેતી સ્ત્રીઓને ઘેરથી અભ્યાસ કરી લાવવા આપવું એ મુશ્કેલીમાં વધારો કરવા જેવું છે? વર્ગમાંજ જેટલું બને તેટલું થવું જોઇએ. તો તેમ કરવા શું કરવું?

૧૭ પારસી શિક્ષકોની આપણાં સ્ત્રી વર્ગો ચલાવવાની મુશ્કેલીઓ નજરે પડી છે? હોય તો કઈ?

૧૮ હિંદુ સ્ત્રી શિક્ષકોની મુશ્કેલીઓ?

૧૯ કુલીન કુટુંબોમાંથી હિંદુ સ્ત્રીશિક્ષકો શી રીતે બ્હાર પડે?

૨૦ પુરુષ શિક્ષકોની મુશ્કેલીઓ!

૨૧ પરીક્ષા લેખીત થવી જોઇએ કે મોઢેથી? બંનેનો તમારો અનુભવ છે?

૨૨ ગુજરાતી વર્ગોમાં પણ ક્રમવાર અભ્યાસ ગોઠવવાની જરૂર છે કે કેમ?

૨૩ સામાન્ય પત્રવ્યવહાર, ગૃહવ્યવસ્થા બાળજીવનની આવશ્યક રીત શીખવવા કાંઈ પ્રયત્નો થયા છે?

૨૪ સ્ત્રી વર્ગોમાં નાની કન્યાઓ અને પરણેલી હોય તે બંનેને દાખલ કરવાની તરફેણમાં છો? સ્ત્રી વર્ગમાં કોને દાખલ કરવી જોઇએ?

૨૫ આ વર્ગમાં ભણતી સ્ત્રીઓ પ્રત્યે શિક્ષકોનો કેવો સંબંધ છે? કેવો હોવો જોઇએ? કન્યાઓ તરફ જેવો સંબંધ, રીતભાત, વર્તન હોય છે, તેવો હોવો જોઇએ કે બીજી રીતે? અનુભવ શો છે?

૨૬ સ્ત્રી વર્ગના મંત્રી–કાર્ય વાહકો તમારી સાથે કામ કરે છે? ત્યાં તમને શી મુશ્કેલીઓ નડે છે?

૨૭ બધા સ્ત્રી વર્ગોના કાર્યવાહકોનું સંમેલન કર્યું હોય તો કેમ?

૨૮ સ્ત્રી વર્ગોના વાર્ષિક મેળવડામાં અભ્યાસ કરતી મોટી વયની સ્ત્રીઓ પાસે વ્યાખ્યાન, સંવાદ કરાવવાં કે કેમ? તે વખતે પુરુષોની હાજરી માટે તમારૂં શું કહેવું છે?

૨૯ બીજાં પુરુષો કે સ્ત્રીઓ પાસે કોઈ કોઈ વાર વ્યાખ્યાન કરાવવાની પદ્ધતિ માટે શું કહેવું છે? તેનો વાસ્તવિક લાભ લેવાય છે? સ્ત્રીઓ સમજે છે? કાંઈ ફેરફાર સૂચવો છો?

૩૦ સ્ત્રીઓ અંદર અંદર,—અગર શિક્ષકો, કે બીજાં સ્ત્રી પુરુષો આવી, પુસ્તક વાંચે ને સમજાવે, એ પદ્ધતિ માટે તમારું શું કહેવું છે?

૩૧ આ સ્ત્રી વર્ગોનો લાભ શા હેતુથી લેવાય છે? વખતનો સદુપયોગ કરવા? ગુજરાનના સાધન માટે? કે આનંદ માટે?

૩૨ ઇંગ્રેજી કાઢી નાખો તો સ્ત્રીઓ લાભ લેશે? બધીજ સ્ત્રીઓને અંગ્રેજી શીખવાની જરૂર છે? હાલના યુવાનો પોતાની પત્ની ઇંગ્રેજી જાણતી હોય તોજ સારી થાય એમ માને છે, તેમાં તમારો શું મત છે?

૩૩ સ્ત્રીવર્ગો કયે સ્થળે ચલાવવા જોઇએ? મંદિરમાં, લાયબ્રેરીમાં. ચાલીમાં કે ખાસ મકાનોમાં? સ્ત્રીઓ, વર્ગ ગમે ત્યાં હોય તો આવી શકે? એમના પતિ તથા કુટુંબી આવવા દે?

૩૪ સંગીત, ભરત, શિવણ ગુંથણનું જ્ઞાન અપાય છે? એમાં કયું વધારે આવશ્યક છે? ને કયું સ્ત્રીઓ શીખે છે? શા હેતુથી?

૩૫ વિધવાઓ અને સધવાઓ માટે સ્ત્રીવર્ગો જુદા જોઈએ, એમ તમે માનો છો?

૩૬ સંસ્થામાં સ્થાયી રહેવાની અનુકુળતા છે? ત્યાં રહેનારી અને બહારથી આવી ભણનારીના અભ્યાસમાં, રિત રિવાજમાં ભેદ લાગ્યો છે?

૩૭ નિયમિત રીતે સ્ત્રીઓ કેટલાં વર્ષ વર્ગમાં આવી શકે? અનુભવ પ્રમાણે કેટલાં વર્ષનો અભ્યાસ ક્રમ થવો જોઈએ?

૩૮ લગ્ન, સુવાવડ, ઘરની ઉપાધિથી અભ્યાસમાં વિઘ્ન નડેછે, તો તે વિઘ્ન રહેવાં દેવાં, કે અટકાવવા ઉપાય સૂચવો છો? અગર એ ધ્યાનમાં લઇ અભ્યાસ ક્રમ અને શિખવવાની પદ્ધતિમાં ભેદ રાખશો?

૩૯ ધાર્મિક શિક્ષણની જરૂર છે? શી રીતે?
૪૦ અસંખ્ય વિધવાઓ અને અનાથ સધવાઓને ગુજરાનનું સાધન થાય એવી ઉદ્યોગિક કેળવણીની આવશ્યકતા આપને લાગે છે? લાગતી હોય તો શી વ્યવસ્થા સુચવો છો?

## શિષ્યવૃત્તિ.

ઊંચી કેળવણીને ઉત્તેજન આપવું એનો પણ સમાજના હેતુમાં સમાવેશ થતો હોવાથી, એક કન્યા, જે અંગ્રેજી છઠ્ઠું ધોરણ શીખે છે તેને માસિક રૂ. ૧૦)ની શિષ્યવૃત્તિ (Scholarship) આપવામાં આવે છે. સમાજ એવું ભંડોળ ધરાવતી ન હોવાથી આ બ્હેનની લાયકાત અને જરૂરીયાત ધ્યાનમાં લઇ અમોએ એક મિત્રને કહ્યું, અને તેમણે અમારી વિનંતિ ધ્યાનમાં લઇ ઉપલી શિષ્યવૃત્તિ આપવા સ્વીકાર્યું છે.

## અસહાયને સહાય્ય.

દુઃખી, દીન, દર્દી બ્હેનોને અપ્રગટપણે સમાજનાં કેટલાંક કારોબારીઓ અણીને વખતે સહાયતા આપી શકયાં છે. આવાં દયાના કામને માટે અમને કોઈકોઈ પ્રસંગે કોઈ સહૃદય બ્હેન બંધુઓ તરફથી છૂપી મદદ મળતી રહે છે અને તે મદદનો અસહાયને સહાય્ય આપવામાં ઉપયોગ થાય છે.

કુલીન કુટુંબો દુઃખ અને દીનતાથી કેવાં રીબાય છે તેનું ચિત્ર હૃદયદ્રાવક થઈ પડે! પ્રભુ તેમનું રક્ષણ કરો.

શ્રીમંતો પોતાનો પૈસો **પાત્રે દાન** આપવામાં ખર્ચે તો દેશમાંથી ઘણું દુઃખ દર્દ ઓછું થઇ જાય. પરંતુ થોડા અપવાદ સિવાય દાનીજનો તેનું રહસ્ય હજુ સમજ્યા લાગતા નથી. મન, વચન, અને કાયાથી સમાજ ભગિનીઓ, ભગિની સમાજની જે યતકિંચિત્ સેવા બને છે, તે કરે છે, ને કરશે.

## પ્રવાસ.

મુંબઇની બહાર ગુજરાત કાઠીયાવાડનાં ગામડાંઓમાં અને શહેરોમાં જે ૮૦ જેટલાં સ્થળોએ કામ ચાલે છે, તેને જાગૃત રાખવા તેમની મૂશ્કે-

લીઓ અને જરૂરીયાતો જાણવા તથા ઘટતું ઉત્તેજન આપી તેમના કાર્યમાં બનતી સરળતા કરી આપવા માટે ઓછામાં ઓછું વર્ષદરમીઆન એક વખત તો લગભગ બની શકે તેટલાં સ્થળની મુલાકાત લેવાવી જોઇએ.

એ પ્રમાણે પ્રવાસે જવા અને કેટલાંક સ્થળોની મુલાકાત લેવા સમાજનાં ઉપ-પ્રમુખ લેડી લક્ષ્મીબાઈ અને ખજાનચી સૌ. અવંતીકાબાઇ ગોખલેએ વિચાર રાખ્યો હતો. પરંતુ સર્વત્ર મરકી ફાટી નીકળવાને લીધે તે વિચાર પાછળથી માંડી વાળવામાં આવ્યો, અને અવંતીકા બ્હેન તો મહાત્મા ગાંધીજીની સાથે ચંપારણમાં કામ કરવા એક **સ્વયંસેવિકા તરિકે** ગયાં, જેને માટે આ સમાજ આનંદ પ્રદર્શીત કરે છે.

સમાજનાં પ્રમુખ—સૌ. શારદાબ્હેન ગયા ઉનાળામાં નવસારી પ્રાંતમાં ફરવા નીકળ્યાં હતાં. તેમના ઉમંગી પતિ, ડૉ. સુમંત મહેતાની સાથે તેઓ ગામડે ગામડે અને શેહેરે શેહેર ફર્યાં. દરેક સ્થળની પ્રવૃત્તિ તપાસી. જ્યાં જ્યાં કશી પ્રવૃત્તિ ન હતી અને અનુકુળતા હતી ત્યાં પ્રવૃત્તિ શરૂ કરાવી–આ પ્રમાણે કાર્યનાં કેટલાંક ક્ષેત્રો તેમણે ખોલ્યાં. ગયા ડિસેંબર માસમાં તેઓ બ્હેન મુંબઇમાં હતાં ત્યારે જુદી જુદી ચાલીઓની અને સંસ્થાઓની મુલાકાત લીધી હતી. આ રીતે બીજી બ્હેનો માટે તેઓએ સારો દાખલો બેસાડયો.

સમાજનાં ઉપ-પ્રમુખ લેડી લક્ષ્મીબાઇએ ગોધરામાં–ગુજરાત રાજ-કીય અને સંસાર સુધારા પરિષદમાં ભાગ લઈ ત્યાંથી પાછા ફરતાં ઉમરેઠ અને વડોદરાની મુલાકાત લીધી. ઉમરેઠમાં બે દિવસ રહ્યાં ત્યાંનાં વનિતા વિશ્રામની સ્થિતિનું બારીકીથી અવલોકન કર્યું. સભા ભરી સૌને ઉત્તેજીત કર્યાં અને યથાશકિત ભેટ પણ ધરી. વડોદરામાં મરકી હોવાથી થોડાજ કલાક થોભી ત્યાંની સંસ્થાની બ્હેનોની મુલાકાત લીધી.

સમાજના સેક્રેટરી—રા. ચીતલીયા ઉપલે સ્થળે લક્ષ્મી બ્હેનની સાથે હતા. સિવાય કંઇક જાણવાની–શીખવાની વૃત્તિથી તેમણે ગઇ સાલ કેડગામમાં **પંડિતા રમાબાઇ** તરફથી ચાલતા મૂકિત મિશનની અને પુનામાં પ્રો. કર્વેવાળા મહિલા વિદ્યાલયની, અને પુનાના સેવાસદનની મુલાકાત લીધી હતી. સિવાય અવિધા, નાંદોદ, સુરત, ભરૂચ...વગેરે કેટલાંક સ્થળોની મુલાકત લઈ ત્યાંનું કામ તપાસ્યું હતું.

# આર્થિક સ્થિતિ.

કાર્ય શરૂ કર્યા બાદ લગભગ એક વર્ષે કાર્યની દિશા દોરી તેને માટેના ખર્ચની આંકણી કરતાં **ઓછામાં ઓછા વાર્ષિક રૂ. ૬૦૦૦**નો અંદાજ નીકળ્યો. એટલા ખર્ચને પહોંચી વળવા અમારે ભારે પ્રયાસ કરવો પડ્યો. ખર્ચનો અંદાજ કાઢ્યો ત્યારના ને અત્યારના કાગળ વગેરેના ભાવમાં ઘણોજ વધારો થઇ ગયોછે. સાહિત્ય દ્વારા શિક્ષણ ફેલાવવાની સમજની મૂખ્ય નેમ હોવાથી તેને પણ પહોંચી વળવા પ્રયાસ થયો.

આ સાથે આપેલા આવક ખર્ચના હિસાબ ઉપરથી આપણે જોઇ શકીશું કે—પ્રથમ વર્ષમાં કુલ આવક રૂ. ૨૮૮૧–૮–૦ની થઈ હતી, ને ખર્ચ રૂ. ૨૮૧૨–૧૨–૦ નો થયો હતોઃ—બીજા વર્ષમાં આવક રૂ. ૭૬૮૮–૪–૦ની થઇ, અને ખર્ચ—રૂ. ૫૧૨૪–૧૦–૦ નો થયો છે, ને **બાકી સીલક રૂ. ૨૫૬૩–૧૦–૦ છે.** સભાસદોનાં નામો, લવાજમ, ભેટ...વગેરેની યાદી છેવટે આપવામાં આવી છે. સમાજના કાર્યના હેવાલ ઉપરથી તેના હાલના કાર્ય ક્ષેત્રનો અને ભવિષ્યમાં તેનો વિસ્તાર કેટલો વધી શકે તેમ છે તેનો ખ્યાલ આપણને આવી શકે તેમ છે. પરંતુ ચાલુ કામને પહોંચીવળવા, નિભાવવા, સંગીન બનાવવા અને તેનો વિસ્તાર વધારવા જેમ નિઃસ્વાર્થ મનુષ્યોની જરૂર છે તેમ પૈસાની પણ જરૂર છે.

થોડાં કાર્ય કરનાર બધાં કાર્ય એક સાથે કરી શકે તે અશક્ય જેવું છે. જેની જેવી શક્તિ તેટલોજ તે બોજો ઉઠાવી શકે. જો તે પ્રમાણે કાર્યની જવાબદારી આપણી બધાંની વચ્ચે વહેંચાઇ જાય તો કામ અતિશય સરળ થઇ જાય એ નિસંદેહ છે.

પરોપકાર બુદ્ધિવાળાં સાધનસપન્ન મનુષ્યો જો પૈસા સંબંધિ જવાબદારી પોતાને શિર લે તો બીજું કાર્ય કરનાર કેટલી શાંતિથી, નિશ્ચિતપણે પોતાનું કાર્ય બજાવી શકે? અને એકાગ્ર ચિત્તે થયેલું કામ કેટલું ફળદાયી નીવડે? એ અવસર વહેલો આવો એટલુંજ આપણે ઇચ્છીશું.

## આભાર.

જે જે બ્હેનો અને બંધુઓની સહાયતાથી સમાજનું કાર્ય નીભી રહ્યું છે તેમને યાદ કર્યાં વગર હેવાલ અધુરોજ કહેવાય. જોતજોતામાં-જે સાર્વજનિક પુષ્ટિ સમાજને મળી છે તે, પ્રયાસના પ્રમાણમાં સંતોષ-જનક છે એમ અમારે કબુલ કરવુંજ જોઇએ.

શરૂઆત એક સેવાભગિનીએજ કરી. દરેક કામ, નાનું કે મોટું, સફલ થાઓ યા ન થાઓ, પરંતુ દીલ લગાડીને તન તોડીને કરવું, એજ તેમણે ધર્મ માન્યો, અને બજાવ્યો. એવીજ બીજી બ્હેનો પણ સમાજને સદ્ભાગ્યે મળી આવ્યાં. તેમાં વધારો થતોજ રહ્યો છેઃ એક વર્ષ પૂર્વે કુલિન કુટુંબનાં એક એવાં સુશિલ, સહૃદય, સંસ્કારી અને બુદ્ધિપ્રભાવવાળાં છતાં શાંત, અને નિરાભિમાની બ્હેન ભગિની સમાજને પ્રાપ્ત થયાં છે, કે જે ઝળકતા ભવિષ્યની સાક્ષીરૂપ છે.

પૈસાથી સંસ્થાઓ સ્થાપન કરી શકાશે, પરંતુ પૈસાવડે એ સંસ્થા ચલાવનારાં નિઃસ્વાર્થ સહૃદય મનુષ્યો ઉત્પન્ન કરી શકાશે નહિં.

તેજ વેળા એમ પણ કહેવું જોઇશે કે સંસ્થા નિભાવવા માટે પૈસાની જરૂર તો છેજ. અને એ જરૂરીયાત સમજી જેઓ પૂરી પાડે તે પણ સંસ્થાનું એક આવશ્યક અંગજ લેખાય.

આ પ્રમાણે જે આશ્રયદાતાઓ; સલ્લાહકાર, સહાયક અને શુભે-ચ્છક સભાસદો, તેમજ ભેટ આપનારાં બ્હેન-બંધુઓ ( જેઓનાં નામોની યાદી છેવટે છાપી છે ) નો આ સ્થળે અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે. તેમાં શેઠ મથુરાદાસ વસનજી, મિસિસ અંબાલાલ સારાભાઇ, લેડી દોરાબ તાતા, મિસિસ ખીમજી આસર વીરજી ભાઈજિમનાદાસ દ્વારકાદાસ તથા શેઠ રતનશી ધરમશી તરફની સવેળાની મદદ સમાજને ઘણી ઉપકાર થઈ પડી છે. અને એક પારસી મિત્ર, જે નિરંતર સમાજ માટે કાળજી કરે છે ને હરહમેશ તેને બનતી મદદ કરવા તત્પરત્તા દેખાડતા આવ્યા છે

તેની અત્રે નોંધ લેવી જરૂરની છે. બીજાં જે બ્હેનો અને બંધુઓએ ફંડ એકત્ર કરવામાં, સભાસદો વધારવામાં અને બીજી અનેક રીતે મદદ કરી છે તેની પણ અત્રે નોંધ લઈ તેમનો આભાર માનવામાં આવે છે. આશા છે કે ભવિષ્યમાં પણ તેઓ એવીજ દિલસોજી દેખાડશે.

પત્રિકામાળા અને પુસ્તકમાળાનાં લેખકો, વ્યાખ્યાનકારો, બહારગામનાં સ્વયંસેવક તરિકે કામકરનારાં સ્ત્રી વાંચનગૃહોનાં વ્યવસ્થાપકો, શિક્ષકો, પરિક્ષકો અને સલ્લાહકાર તેમજ સહાય્યક મિત્રો ( જેમનાં નામો ગણાવતાં પાનાંનાં પાનાં ભરાય ) નો પણ જેટલી લાગણીથી તેમણે પોતાનો ધર્મ બજાવ્યો છે તેટલીજ લાગણીથી આ સ્થળે ઉપકાર માનવામાં આવે છે.

સમાજનાં એક મંત્રી–મિસિસ રતનબાઈ પાવરી, જે ખંત, ઉલટ અને કાળજીથી સમાજના સ્ત્રી વર્ગોની દેખરેખ રાખે છે અને શિક્ષણ આપે છે તેટલીજ હોંસથી તેમના પુત્ર—ડૉ. હોરમસજી ફરામજી પાવરી, જેઓ મુંબઇમાં કોટના અને ગિરગામના સ્ત્રી વર્ગોમાં ' અકસ્માતના તાત્કાળીક ઇલાજ ' નું શિક્ષણ આપે છે તેમની, તથા શ્રી. મંગળાબ્હેન મોતીલાલ ફકિરચંદ, રા. હરજીવનદાસ મહેતા અને રા. ગિરધરલાલ મહેતાની નિઃસ્વાર્થ સેવાની અત્રે નોંધ લેવામાં આવેછે.

બંને શિક્ષકો–મિસ શિરીનબાઇ પાવરી અને મિસ માણેકબાઈ ખરાસ, પગારદાર શિક્ષકો છતાં જે ઉલટ અને ખંતથી પોતાનું માની કામ કરે છે તે બદલ તેમને ધન્યવાદ ઘટે છે.

કોટના વર્ગમાં સૌ. હીરાબ્હેન પ્રાગજી વ્યાસની સેવા અમૂલ્ય થઇ પડી છે. તેમની કામ કરવાની હોંસ અને તેમના પતિનું ઉત્તેજન બીજાં દમ્પતીને અનુકરણ કરવા લાયક છે. તેમના કામમાં સેવાધર્મનો સાક્ષાત્કાર થાય છે.

સંઘવી સદનના નૃસિંહ હૉલમાં ભગિની સમાજ સ્ત્રીવર્ગો ચલાવવા માટેની જે અનુકુળતા શેઠ દુર્લભદાસ શામજી શંઘવી એ કરી આપીછે અને તે કામ માટે મદદ તરીકે માસિક રૂ. ૨૦ આપે છે તે બદલ તે શેઠનો અત્રે અંતઃકરણ પૂર્વક આભાર માનવામાં આવે છે.

શેઠ ભગવાનદ્દાસ નરોતમદ્દાસ કપોળ નિવાસ હૉલમાં ભગિની સમાજ શ્રી ઉદ્યોગવર્ગ ખોલવાની અનુકુળતા કરી આપવા બદલ તેનાં ટ્રસ્ટીઓનો અત્રે આભાર માનવામાં આવે છે.

પ્રસંગોપાત જરૂર પડયે શ્રી. નાની બ્હેન ગજ્જરે અગવડ વેઠીને પણ વનિતા વિશ્રામના હૉલનો ઉપયોગ સમાજના કામને માટે આપ્યો છે તે બદલ તેમનો ઉપકાર માનવામાં આવે છે.

છેવટે સમાજના બે ઉપયોગી, શાંત કામ કરનારા મિત્રોના અકાળ અવસાનની નોંધ લેતાં અમોને અત્યંત ખેદ ઉપજેછે તે, ભાઈ રણજીતરામ વાવાભાઇ અને ભોગે-દ્રરાવ દીવેટીયા. બન્નેને સમાજ માટે અત્યંત કાળજી હતી. બન્નેએ સમાજ માટે ઘણા ઘણા વિચાર કર્યા હતાં. જો જીવ્યા હોત તો તેઓ ઘણા ઉપયોગી થઈ પડ્યા હોત. પ્રભુ તેમના આત્માને શાંતિ આપો.

સમાજના કામને અંગે પરોક્ષ અને પ્રત્યક્ષપણે બીજાં અનેક બ્હેન બંધુઓએ જૂદે જૂદે પ્રકારે મદદ કરેલીછે, તે સર્વેનો પણ આ સ્થળે આભાર માનવામાં આવે છે.

પ્રથમથીજ જ્યારે જ્યારે જરૂર પડી છે ત્યારે ત્યારે સમાજને અંગે શ્રી. **ગાંધીજી** અમને, સલ્લાહ–સુચના આપતા રહ્યા છે માર્ગદર્શક બન્યા છે. **એ**મનો આભાર માનવાને અમારી પાસે શબ્દો નથી.

## અભિલાષા.

ત્યારે શું **ભારતવર્ષ**, જે એક કાળે પૃથ્વીની સપાટી ઉપરના કોઈ પણ દેશ કરતાં વિદ્યા, કળા, ધર્મઃ રિદ્ધિ, સિદ્ધિ, સમૃદ્ધિમાં–પ્રથમ પદ ભોગવતો હતોઃ જે દેશની માતાઓ–સીતા, સાવિત્રિ, દમયંતી હજારો વર્ષ વીતી ગયાં છતાં પોતાના પૂણ્યપ્રભાવે અમ્મર થઈ રહ્યાં છે, તે દેશની અને તે માતાઓની પુત્રીઓ શું આજે ગુલામગીરીમાં બંધાઈ રહેશે ? કદિ નહિં.

વખત એવો આવી લાગ્યો છે જ્યારે, જેમ કેટલાક **સમર્થ પુરૂષો** કરે છે તેમ **સમર્થ સ્ત્રીઓ** પણ પોતાનું સર્વસ્વ દેશને સમર્પણ કરી સાદું સરળ જીવન સ્વીકારી, **ભગિની ભાવથી** દરેક **ભારતસંતાનને** સમાન ગણી, નિર્મળ, પવિત્ર, **પ્રભુમય** જીવન વડે એક-નિષ્ટાથી સેવા વ્રતનું જીવનપર્યંત પાલન કરશે: ને તેમની પાછળ તેવી સેંકડો, બલ્કે હઝારો સ્ત્રીઓ—વિધવાઓ અને અનાથ સધવાઓ, ભારત ભગિની તરિકે—**દેશ માતા** તરિકે બહાર પડી,—શહેરોમાં અને ગામડાઓમાં, મહોલ્લાઓમાં અને ઝુંપડાઓમાં, નદિ તીરે અને કુવા કાંઠે, જ્યાં જ્યાં તેમને અવકાશ અને અનુકુળતા જણાશે ત્યાં જઈ દેશ ભકિતનો મંત્ર ઝપશે, માતાઓને લાયક ગૃહીણિ થતાં—યોગ્ય માતા થતાં શીખવશે. બાલકોને યોગ્ય શહેરી બનાવે તેવી તાલીમ આપશે. આમ થશે ત્યારેજ હિન્દમાં મહાત્મા, વીર પુત્રો, તત્વજ્ઞાનીઓ અને શુરાઓની પ્રજા બનશે, અને ત્યારેજ દેશ અને દેશની પ્રજા—સ્વાધિનતા—મૂકિત—**મોક્ષ** મેળવવા અધિકારી થશે.

## વિજ્ઞપ્તિ.

**સ્વામી વિવેકાંદ કહે છે કે**—" હે ભાવી સુધારકો ! હે ભાવ સ્વદેશભકતો ! હૃદયવાન થાઓ.

એ દેશ ભકિતનું પહેલું પગથીયું છે. ખરી લાગણી ને ખરી દાઝ રાખતાં શીખો. માતૃભૂમિના ચરણમાં હૃદયનો શુદ્ધ પ્રેમ સમર્પણ કરો. તમને લાગણી થાય છે ? પૂજ્ય દેવતાઓ અને પ્રાચીન ઋષિઓનાં કરોડો સંતાનો આજે પશુ જેવાં બની રહ્યાં છે, અને પશુ જેવું હીન જીવન ભોગવી રહ્યાં છે, તે જોઇને તમારા હૃદયમાં લાગણી થાય છે ? માતૃભૂમિનાં કરોડો પ્રિય સંતાનો આજે ભૂખે મરે છે, અને કરોડો કંઈક જમાના થયાં ભૂખે મરતાં આવ્યાં છે, એ જોઇને તમારૂં દિલ દાઝે છે ? **કાળાં વાદળાંના**

**જેવો જે ગાઢ અજ્ઞાનાંધકાર આ દેશપર ફરી વળ્યો છે તે જોઇને તમારા દિલમાં કંઈ લાગણી થાય છે ?** એ દયાજનક દેખાવ તમને અસ્થિર બનાવે છે ? એ વિચારથી નિદ્રાનો ત્યાગ કરીને તમે કદિ પણ જાગૃત થયા છો ? એ વિચાર તમારા લોહીની સાથે ભળીને તમારી નસ અને નાડીઓમાં વહેવા લાગ્યો છે ? તમારા હૃદયના ધબકારામાં કોઈ વખત દેશની ખરી લાગણીનો થડકાટ થયો છે ? એ વિચારે તમને કદિ પણ ગાંડા બનાવી દીધા છે ? દુર્દશાના વિચારે તમારા હૃદયમાં ઘર કરીને કદિ-પણ તમારૂં બીજું બધું ભૂલાવી દીધું છે ! એ વિચારમાં મસ્ત થઇને તમારાં નામ, કામ, ધામ, સ્ત્રી, પુત્ર, માલ મીલ્કત અને છેવટે તમારાં શરીર અને જગતનું ભાન પણ કદિ તમે ભૂલી ગયાં છો ? તમને કદિ પણ એવો અનુભવ થયો છે ? સ્વદેશભકત થવાનું એ તો પહેલુંજ પગથીયું છે, માત્ર પહેલ વહેલુંજ છે. ”

આ પ્રકારની **સાચી ભકિત વિના** પોતાની કે દેશની મૂકિતનો-**મોક્ષનો** સંભવ નથી. **પરમાત્મા આપણને તેવી સાચી ભકિત તરફ દોરો.**

અનુભવથી એટલું તો સિધ્ધ થયું છે કે શુધ્ધ નિષ્ઠાથી કામ કરનારને જે વખતે જે જે વિભુતિની જરૂર પડે છે તે તે સ્વાભાવિક આવી મળે છે.

**ભગિની સમાજ તેનો ઉદ્દેશ સફળ કરવાને આપ બ્હેન બંધુઓ** તરફની **સંગીન** મદદની **આશા** રાખે છે. **સમાજનો વાર્ષિક નિભાવ ખર્ચ ઓછામાં ઓછો રૂ. ૬૦૦૦ જેટલો છે. કાયમનું ફંડ કશું નથી. સિલક ફકત રૂ. ૨૫૬૩–૧૦–૦ છે. એટલે** અમને **વિશ્વાસ** છે કે કેવળ **આર્થિક અડચણને** લીધે અમારૂં કામ **સંકોચ**-વાનો પ્રસંગ ન આવે એટલી **અમારી** ઉમેદ આપ લક્ષમાં **લેશો.**

## ભગિની સમાજનો—

## સને ૧૯૧૬ ના ફેબ્રુઆરીથી સને ૧૯૧૮ ના ફેબ્રુઆરી સુધીનો

## આવકનો હિસાબ.

| વર્ષ. | બાબત. | રૂ. આ. પા. |
|---|---|---|
| સને ૧૯૧૬–૧૭ | ભેટની રકમનો સરવાળો. ... ... ... | ૨૨૩૪–૪–૦ |
| ,, ,, | સ્ત્રી સાહિત્ય પ્રચાર માટે ભેટ ... ... ... | ૨૨૦–૪–૦ |
| ,, ,, | સ્ત્રી કેળવણી ઉત્તેજનાર્થે. ... ... ... | ૬૦–૦–૦ |
| ,, ,, | સાહિત્યનું વેચાણ... ... ... ... | ૩૬૭–૦–૦ |
| સને ૧૯૧૭–૧૮ | આશ્રયદાતા તરફની ભેટ. ... ... ... | ૧૦૦૧–૦–૦ |
| ,, ,, | ભેટની રકમનો સરવાળો. ... ... ... | ૨૪૦૦–૮–૦ |
| ,, ,, | સ્ત્રી શિક્ષણ વર્ગોને ભેટ. ... ... ... | ૨૨૦–૦–૦ |
| ,, ,, | સ્ત્રી કેળવણી ઉત્તેજનાર્થે ... ... ... | ૬૦–૦–૦ |
| ,, ,, | સાહિત્યનું વેચાણ... ... ... ... | ૩૫૬–૦–૦ |
| ,, ,, | વાર્ષિક લવાજમનો સરવાળો ... ... ... | ૩૫૮૨–૦–૦ |
| | સરવાળો ... ... ... ... ... | ૧૦૫૦૧–૦–૦ |

## ભગિની સમાજનો સને ૧૯૧૬ ના ફેબ્રુઆરીથી સને ૧૯૧૮ ના ફેબ્રુઆરી સુધીના ખર્ચનો હિસાબ.

| ઉ નં. | બાબત. | ૧૯૧૬થી ૧૯૧૭ ના ફેબ્રુઆરી સુધી. | ૧૯૧૭ના માર્ચ થી ૧૯૧૮ના ફેબ્રુઆરી સુધી | એ વર્ષનો સરવાળો. |
|---|---|---|---|---|
| ૧ | પત્રિકા તથા પુસ્તકમાળા. ... | ૧૨૧૫–૮–૦ | ૨૨૫૬–૪–૦ | ૩૪૭૧-૧૨-૦ |
| ૨ | સ્ત્રી વાંચન ગૃહો. ... ... | ૨૯૩–૪–૦ | ૨૦૯-૧૨-૦ | ૫૦૩–૦–૦ |
| ૩ | વ્યાખ્યાનમાળા. ... ... | ૩૩૫–૦–૦ | ૨૯૩–૮–૦ | ૬૨૮–૮–૦ |
| ૪ | સ્ત્રી શિક્ષણવર્ગો. ... ... | ૨૫૨–૦–૦ | ૧૦૮૪–૪–૦ | ૧૩૩૬–૪–૦ |
| ૫ | સ્ત્રી ઉદ્યોગ ગૃહો. ... ... | ૮૪–૦–૦ | ૨૧૩–૦–૦ | ૨૯૭–૦–૦ |
| ૬ | સ્ત્રી કેળવણીને ઉત્તેજન. ... | ૨૫–૦–૦ | ૫૦–૦–૦ | ૭૫–૦–૦ |
| ૭ | પુસ્તકાલય. ... ... | ૧૫૦–૦–૦ | ૭૦–૨–૦ | ૨૨૦–૨–૦ |
| ૮ | સેવા ભગનિને સહાય્ય. ... | ......... | ......... | ......... |
| ૯ | પ્રવાસ. ... ... ... | ૪૫–૦–૦ | ૪૦–૦–૦ | ૮૫–૦–૦ |
| ૧૦ | વ્યવસ્થા અને ગાડી ભાડું. ... | ૧૮૩–૦–૦ | ૨૨૨–૮–૦ | ૪૦૫–૮–૦ |
| ૧૧ | સ્ટેશરી અને પોસ્ટેજ. ... | ૮૦–૦–૦ | ૨૬૭–૪–૦ | ૩૪૭–૪–૦ |
| ૧૨ | માણસનો ખર્ચ. ... ... | ......... | ......... | ......... |
| ૧૩ | ઉત્સવ–સંમેલનો. ... ... | ૧૫૦–૦–૦ | ૩૨૫–૦–૦ | ૪૭૫–૦–૦ |
| ૧૪ | પરચુરણ ખર્ચ. ... ... | | ૯૩–૦–૦ | ૯૩–૦–૦ |
| | સરવાળો ... | ૨૮૧૨–૧૨–૦ | ૫૧૨૪–૧૦–૦ | ૭૯૩૭–૬–૦ |
| | બાકી સિલક... | ... ... | ... ... | ૨૫૬૩-૧૦-૦ |
| | | ... ... | ... ... | ૧૦૫૦૧–૦–૦ |

# ભગિની સમાજનાં
# આશ્રયદાતાઓ સભાસદો
અને
# શુભેચ્છકોની નામાવળી
તથા
# તેમનાં લવાજમ.

———:o:———

## આશ્રયદાતા.

રૂપિયા.

૧૦૦૧ મેસર્સ પ્રાગજી સુરજીની કું. *

૧૦૦૧ શેઠ મથુરાદાસ વસનજી ખીમજી

## વાર્ષિક A સલ્લાહકાર સભાસદો.

રૂપિયા.

૩૦૦ સૌ. સરલાદેવી અંબાલાલ સારાભાઈ

૩૦૦ લેડી મહેરબાઈ દોરાબ તાતા

૩૦૦ શેઠ રતનશી ધરમશી

૩૦૦ શેઠ જમનાદાસ દ્વારકાદાસ બી. એ.

## B સલ્લાહકાર સભાસદો.

૨૦૧ સૌ. જમનાબ્હેન ખીમજી આસર વિરજી

૨૦૧ શેઠ જહાંગિર રતનજી ગીલ્ડર

## A સહાયક સભાસદો.

૧૦૦ મિસિસ જાઈજી જહાંગીર પીટીટ

૧૦૦ લેડી લક્ષ્મીબાઈ જગમોહનદાસ

૧૦૦ સૌ. નિર્મળા બકુભાઈ મનસુખભાઈ
૧૦૧ રા. મણીલાલ સી. બક્ષી.

## B સહાયક સભાસદો.

૬૦ શેઠ ગોરધનદાસ ભગવાનદાસ
૫૦ સૌ. મીઠીબાઈ ગોપાલજી રામજી
૫૦ શેઠ દેવીદાસ લક્ષ્મીચંદ ઘેવરીયા
૫૦ શેઠ રણછોડદાસ ભવાન લોટવાળા
૫૦ શેઠ લક્ષ્મીદાસ તેરશી રવજી *
૫૦ શેઠ મણીલાલ જૂગલદાસ

## શુભેચ્છક સભાસદો.

૨૫ સૌ. શારદા સુમંત મહેતા, બી. એ.
૨૫ સૌ. અવંતિકાબ્હેન ગોખલે
૨૫ „ પ્રેમકોર જયપાલ પાનાચંદ
૨૫ „ પ્રેમકુંવર પુરૂષોત્તમ દામોદર
૨૫ „ મંગળાબ્હેન વૈકુંઠલાલ મહેતા.
૨૫ „ પ્રેમકોરબ્હેન રણછોડદાસ લોટવાળા.
૨૫ ચી. બચુબ્હેન રણછોડદાસ લોટવાળા.
૨૫ સૌ. કાન્તાગૌરી મણીલાલ જોશી
૨૫ „ મદનબ્હેન ગોરધનદાસ ભગવાનદાસ
૨૫ „ નર્મદાબ્હેન પ્રાણજીવન પુરૂષોત્તમ
૨૫ „ તારાબાઇ માણેકલાલ પ્રેમચંદ
૨૫ „ વસંતબાઈ નરશીદાસ
૨૫ „ લીલાવતી કાનજી દ્વારકાદાસ *
૨૫ „ ઝબકબાઇ મનસુખલાલ ઝવેરી
૨૫ „ ગજરાબાઇ રામસિંહભાઇ
૨૫ સૌ. પ્રેમકોરબાઈ પરશોતમ વિશ્રામ
૨૫ રા. કરસનદાસ જે. ચીતલીયા
૨૫ રા. ગિરજાશંકર બી ત્રીવેદી, બી. એ.

૨૫ શેઠ કાનજી દ્વારકાદાસ ધરમશી
૨૫ રા. જયશંકર પી. ત્રીવેદી એલ. સી. ઇ.
૨૫ શેઠ માવજી ગોવિંદજી *
૨૫ રા. મકનજી જુઠાભાઇ મહેતા, બાર એટ લૉ.
૨૫ રા. ડી. જી. બેન્કર બી. એ.
૨૫ રા. હરીભાઇ ઝવેરભાઈ આમીન
૨૫ રા. ગુલાબચંદ દેવચંદ ઝવેરી
૨૫ શેઠ નારણદાસ પુરશોત્તમ
૨૫ શેઠ વનરાવનદાસ દીયાળ

## શુભેચ્છક બ્હેનો.

૧૫ શ્રી માણેકબાઈ રતનચંદ
૧૫ સૌ. સાકરબાઇ ધરમશી લાલજી
૧૨ સૌ. સુરજબેન મણીલાલ
૧૨ દીનબાઇ રતનજી ગીલ્ડર
૧૨ જરબાઇ જહાંગિર ગીલ્ડર
૧૨ મની જહાંગિર ગીલ્ડર
૧૨ મિસિસ રતનબાઇ ફરામજી પાવરી
૧૨ સૌ. ભાનુલક્ષ્મી જુગતરામ
૧૨ ,, ત્રીવેણીબ્હેન જે. એન. મહેતા *
૧૨ ,, ધીરજબેન ભગવાનલાલ
૧૨ ,, તાપીબાઈ શીવગર મોતીવાળા
૧૨ ,, મંજુલાબાઈ ત્રિભોવનદાસ
૧૨ ,, કુસુમાવતી ગો. ક. દેલવાડાકર
૧૨ મીસીસ કુંવરબાઇ ઝાલભાઈ ભરડા
૧૨ સૌ. હરકોરબાઈ વૃજલાલ વનમાળી મોદી
૧૨ ,, વિજળીબાઇ પરશોત્તમદાસ કરશનદાસ
૧૨ ,, મોંઘીબાઈ હીરાલાલ અમૃતલાલ
૧૨ ,, કેશરબાઇ અમૃતલાલ ઝવેરી
૧૧ ,, માણેકબાઇ મથુરાદાસ

૧૦ સૌ. કસ્તુરબાઇ કેશવજી *
૧૦ ,, રેવાબાઇ જાદવજી ધનજી
૧૦ ,, ભાગીરથીબાઈ ભગવાનદાસ હરજીવનદાસ
૧૦ સૌ. અંબાબાઇ નંદલાલ કુરજી મુની
૧૦ ,, અજવાળી માણેકલાલ શવજી
૧૦ મિસિસ નવરોજી કાવસજી મહેતા.
૧૦ સૌ. તારાબાઇ ધરમચંદ
૧૦ ,, મંગળાબેન કરશનજી દીયાળજી
૧૦ શ્રી. મંગળાબાઇ મોતીલાલ ફકીરચંદ
૧૦ સૌ. પ્રભાવતી મહેતા
૫ સૌ. કંકુબાઇ ત્રીભોવનદાસ
૫ ,, મણીબાઇ પ્રાણલાલ
૫ ,, પ્રેમકોરબાઈ રૂગનાથદાસ
૫ ,, જડીબાઇ ત્રીભોવનદાસ દલાલ
૫ ,, લક્ષ્મીબાઈ લક્ષ્મીદાસ કેશવજી
૫ ,, મુળીબાઈ વૃજલાલ ગીરધર મહેતા
૫ ,, રંભાબાઇ મગનલાલ ત્રીભોવન
૫ ,, કેસરબાઈ મુળજી પારેખ
૫ ,, મણીબાઈ જેસંગભાઈ ડાહ્યાભાઈ
૫ ,, સંતોકગૌરી પ્રાણજીવનદાસ બક્ષી
૫ ,, લીલાવતી વિઠ્ઠલદાસ દેશાઇ
૫ ,, જયાબ્હેન વલ્લભદાસ દેશાઇ
૫ ,, જમનાબાઈ નંદલાલ ભુતા
૫ ,, કમળાબેન ગીરજાશંકર ત્રીવેદી
૫ ,, બાલાબેન લાલજી ત્રીવેદી
૫ ,, ભાનુલક્ષ્મી દલપતરામ ત્રીવેદી
૫ ,, કંકુબાઇ ચીમનલાલ જીવનલાલ.
૫ ,, કસુંબા જમનાદાસ
૫ શ્રી. મરીયમ બ્હેન
૫ ,, પ્રેમકોર જેઠાલાલ વી. વોરા

૫ શ્રી. સંતોકબાઈ C/o ગોપાલજી માણેકચંદ
૫ ,, મીઠાંબાઇ C/o દેવજી કલ્યાણજી
૫ ,, કુંવરબાઇ દેવજી કલ્યાણજી
૫ ,, જયપ્રભા મણીલાલ ડાહ્યાભાઇ નાણાવટી *
૫ ,, મણીબાઇ લક્ષ્મિદાસ રતનશી
૫ ,, નર્મદાબાઇ દેવચંદ મહેતા.
૫ ,, મુળીબાઇ હરીદાસ સોમચંદ
૫ ,, રતનબાઇ નારાયણદાસ સોનાવાલા
૫ ,, બાઇઆઈ રતનજી જમશેદજી
૫ ,, બ્હેન જાઇજી રતનજી જસાવાલા
૫ ગં સ્વ. હરકુંવરબાઈ મનમોહનદાસ
૫ સૌ. લીલાવતી જીવનલાલ ઠાકોર
૫ ,, હીરાબેન હીરાલાલ મહેતા
૫ ગં. સ્વ. મણીબ્હેન
૫ સૌ. ભાગેર્થી કાનજી શવજી પારેખ
૫ ,, લાડકોરબાઇ દુર્લભદાસ ગાંધી
૫ ,, લીલાવતી અંબાલાલ પંડ્યા *
૭ ,, લીલાવતી કીકાભાઇ પ્રેમચંદ
૫ ,, લીલાવતી હેમચંદ સરૂપચંદ *
૫ ,, લલિતા લક્ષ્મીચંદ
૫ ,, હિરાગૌરી છોટાલાલ મહેતા
૫ ,, વિમળાબાઈ વરજીવનદાસ
૫ ,, લલિતા નંદલાલ શાહ
૫ મિસિસ એલ. વિ. બાવડેકર *
૫ સૌ. ચંદાગૌરી ઠાકોરદાસ દેશાઇ
૭ ,, જયાલક્ષ્મી દામોદરદાસ વૈદ્ય
૫ કું. રંભાગૌરી પ્રભાશંકર ભટ *
૫ સૌ. સુરજબાઇ નેમચંદ
૫ ,, તારાબાઇ મનસુખલાલ માસ્તર
૫ ગં. સ્વ. બ્હેનકોરબ્હેન દેવીદાસ *

૫ મિસિસ નટવરલાલ માધવલાલ દેશાઈ *
૫ સૌ. વીજળીબાઇ કલ્યાણદાસ જગમોહન
૫ સૌ. લીલાવતી રતીલાલ મીસ્રી
૫ ,, કમળાબાઈ વિઠલદાસ
૫ ગં. હીરાબાઇ દ્વારકાદાસ નારાણદાસ
૫ સૌ. હીરાબાઇ હરિદાસ નારણદાસ
૫ સૌ. સુભદ્રા મોતીલાલ
૫ સૌ. રૂક્ષ્મણી ઉત્તમરામ
૫ સૌ. તારાગૌરી મગનલાલ
૫ સૌ. કનકપ્રભા હરીલાલ ગાંધી *
૪ સૌ. મણીગૌરી રમણીકલાલ ઠાકોર *
૪ સૌ. ચંદનબાઇ મોતીચંદ ગીરધર *
૩ મિસ માણેકબાઇ જહાંગીર ખરાસ
૩ ,, શીરીનબાઇ ભીખાજી પાવરી
૩ સુગરાબાઇ
૩ ગં. સ્વ. સુંદરબ્હેન ગોકળદાસ ધરમશી *
૩ સૌ. દેવકુંવર ગિરધરલાલ મહેતા *
૩ ,, કસ્તુરબાઇ ભગવાનલાલ મહેતા *
૩ ,, મણીબાઇ હરીલાલ મહેતા*
૩ બાઈ પેરૂચેસ્ટ નસરવાનજી પાવરી
૩ બાઈ હીરાંબાઇ જીજીભાઇ માદન
૩ બ્હેન નવાજબાઇ નાદીરશાહ બારીયા
૩ સૌ. કમળાબાઇ મનુભાઈ મહેતા
૩ ,, ગુલાબબાઈ મંછુભાઈ સાકરચંદ
૩ ,, સરસ્વતી જીવણચંદ સાકરચંદ
૩ ,, જસકોર ગુલાબચંદ ઝવેરી
૩ ,, સુલોચના તાપીદાસ શંઘવી
૩ ,, પુષ્પાવતી નારણજી ઠક્કર
૩ ,, મંછાબ્હેન હરીભાઇ ડાહ્યાભાઇ
૩ બ્હેન યશોદા કાશીભાઇ. જે. આમીન

૩ સૌ. મણીલક્ષ્મી જયશંકર
૩ સૌ. લક્ષ્મીબ્હેન જીવાભાઈ
૨ ,, સરસ્વતીબાઇ મનમોહનદાસ
૨ ,, ધનગૌરી સુરજમલ છબીલદાસ
૨ શ્રી. મોતીબાઈ મુળજી
૨ સૌ. મણીબાઈ કાનજી મહેતા
૨ શ્રી. જવલબાઇ જાદવજી *
૨ શ્રી. જયાકુંવર શામજી *
૨ સૌ. મણીબાઈ છગનલાલ
૨ ગં. મોતીબાઈ વીરજી જીવણજી
૨ ગં. સ્વ. વજીબાઇ ગોરધનદાસ
૨ ગં. ગોમતીબાઇ ગોપાલદાસ વીરજી
૨ સા. રસીકગૌરી ભાનુશંકર યાજ્ઞિક
૨ શ્રી. ઇન્દુમતી હરજીવનદાસ
૨ સૌ. લક્ષ્મીબાઈ મેઘજી હીરજી
૨ ગં. રતનબાઈ કાશીભાઈ નારણદાસ *
૨ સૌ. જમનાબાઇ ગોવિંદજી ભગવાનદાસ
૨ ,, પાનબાઇ
૨ ગં. સ્વ. મોતીબાઇ મંગળદાસ
૨ સૌ. જડાઉબેન પોપટલાલ *
૨ ,, વજેકોરબાઇ મોરારજી *
૨ ગં. સુંદરબાઇ ગોકુળદાસ કરમશી
૨ સૌ. વસંતબાઈ કલ્યાણરાય જોશી
૨ ,, રાધાલક્ષ્મી ભાનુપ્રસાદ મહેતા
૨ સૌ. લાડકોરબેન તાપીદાસ
૨ શ્રી. સુરેખા વિઠ્ઠલદાસ મહેતા
૨ સૌ. વેલાંબાઈ દ્વારકાદાસ લીલાધર
૨ ,, રામકુંવર રામદાસ દેવજી
૨ મીસીસ મેનાલક્ષ્મી મંનવંતરાય
૨ શ્રી. બ્હેન જયુબ્હેન

૨ શ્રી. કંચનબ્હેન હીરાલાલ
૨ સૌ. તાપીબાઇ રણછોડદાસ
૨ ,, તનુગૌરી અંબાલાલ દવે
૨ ,, મુક્તાગૌરી છોટાલાલ ભટ્ટ
૨ શ્રી. બ્હેનભાનુ દાદુભાઈ દેશાઇ
૨ સૌ. મુળીબાઈ દયાચંદ રતનચંદ
૨ ,, દયાકોર ખીમચંદ ભાવસાર
૨ ,, રૂક્ષ્મણી ઝવેરચંદ
૨ ,, લલિતા રતનચંદ ખીમચંદ
૨ શ્રી. મહાવિદ્યા ઘેલાભાઇ
૨ સૌ. વેલકુંવરબાઇ ડી. ભણુશાળી
૨ ,, જમનાબાઇ મંગલદાસ
૨ ,, દીવાળીબ્હેન ડાહ્યાભાઇ
૨ શ્રી. લાડુબાઇ મલુકચંદ
૨ સૌ. ચુનીબાઇ અમીચંદ
૨ ,, ગંગાબ્હેન મલુકચંદ
૨ ,, ચંચળબાઇ મલુકચંદ
૨ ,, હીરાગૌરી વાડીલાલ *
૨ ,, હરખબ્હેન કલ્યાણજી
૨ ચી. ગુણવંત રતીલાલ
૨ સૌ. જીવકોર ઈશ્વરદાસ મશરૂવાલા
૨ ,, મણીબાઇ મોતીલાલ શર્મા
૨ સૌ. સામુબાઇ વિરજીવાલજી
૨ સૌ. હિરાલક્ષ્મી મોહનલાલ શાહ
૨ સૌ. મણીબ્હેન પુરશોતમ
૨ ગં. મોતીબાઈ વિરજી
૨ ગં. પ્રેમાબાઈ પ્રેમજી
૨ સૌ. ગોકીબ્હેન વિઠલદાસ
૧ ,, બહુવિદ્યા પરશુરામ

૧ સૌ. હરખબાઇ અતીત
૧ ,, હેમકોરબાઇ દામોદરદાસ
૧ ,, શાન્તાગૌરી ધીરજલાલ મોદી.
૧ ,, દોરકસબાઇ ગોવિંદજી
૧ ,, દેવકુંવર કનૈયાલાલ કોઠારી.
૧ ,, ઇચ્છાદેવી મહારાણીશંકર શર્મા.
૧ કુ. ચંપાવતી ઝવેરચંદ
૧ કુ. રૂક્ષમણી રણછોડદાસ
૧ સૌ. મણીબાઇ જેસંગ બાપુલાલ
૧ ,, ચંપાબાઈ શ્રીચંદ મગનલાલ
૧ શ્રી. મણીબાઈ ખીમજી
૧ સૌ. ચંદનગૌરી ત્રીભોવનદાસ
૧ ,, જેકોરબાઇ નથુભાઇ પરશોત્તમ
૧ ,, નાથીબાઇ કલ્યાણજી જુઠા
૧ ગં. સંતોકબાઇ
૧ શ્રી. સામીબાઇ હરીદાસ
૧ ગં. ગટુબાઇ
૧ બાઈજાઇજી મે. છાપખાનાવાલા
૧ શ્રી. સવિતાબેન ભગવાનલાલ મહેતા
૧ શ્રી. નર્મદાબ્હેન પ્રભુલાલ પંડ્યા
૧ શ્રી. પાર્વતીબેન હરજીનદાસ મહેતા
૧ સૌ. લલિતાગૌરી ગુણવંતરાય ભટ્ટ
૧ બેન ચંદ્રમણી ત્રીભુવનદાસ વ્યાસ
૧ બેન નાથીબાઇ મનોરદાસ દેશાઇ
૧ સૌ. કાશીગૌરી C/o નરભેશંકર.
૧ ,, નાથીબાઇ વેલજી મેઘજી
૧ ,, લલીતા રંગીલદાસ
૧ ,, નર્મદાબેન લાલજી
૧ ,, અમૃતબેન પ્રાગજી
૧ ,, તાપીબેન ખીમજી પરમાણુંદ

૧ સૌ. રામકુંવરબેન છગનલાલ વેદ
૧ ,, તારાબેન જન્મશંકર મ. બુચ
૧ શ્રી. શાંતુ જીવરાજ
૧ શ્રી. ગોમતીબાઇ પરમાણંદ
૧ શ્રી. જમનાબાઈ ભગવાનદાસ
૧ સૌ. અનુસુયા રમણીકલાલ વાડીલાલ
૧ સૌ. બાલાગૌરી બંસીધર પારેખ.
૧ મિસિસ નાનાલાલ વિશ્વનાથ પાઠક
૧ મિસિસ શાંતારામ મસુરકર
૧ સૌ. પ્રસન્નબેન બાપુલાલ
૧ શ્રી. મહાલક્ષ્મી વિ. શાહ
૧ ચી. કમળા વિઠલદાસ મોતીચંદ
૧ સૌ. મણીબ્હેન છગનલાલ દવે
૧ ગં. સ્વ. ટપુબાઇ.

## ભગિની સમાજને સને ૧૯૧૭ ના ફેબ્રુઆરીથી ૧૯૧૮ ના જાન્યુઆરી સુધીમાં મળેલી ભેટની રકમો.

**રૂપિયા.**

૧૨૦ શેઠ દુર્લભદાસ સામજી શંઘવી
(સ્ત્રી વર્ગો માટે માસિક રૂ. ૨૦ પ્રમાણે ૭ માસના)
૭૦ રા. ગિરજાશંકર બી. ત્રીવેદી બી. એ.
(સ્કૉલરશીપ માટે માસિક રૂ. ૧૦ પ્રમાણે ૭ માસના)
૨૫૧ એક શુભેચ્છક (A sympathiser)
૨૫૦ શેઠ મુળજી હરીદાસ
૧૫૦ સર પ્રભાશંકર ડી. પટ્ટની
૧૫૦ શેઠ ત્રીકમજી જીવણદાસ
૧૦૦ સૌ. કૃષ્ણાગૌરી ચીમનલાલ સતેલવડ
૧૦૦ ,, મણીબાઇ વિઠલજી કેશવજી દવે

૧૦૦ એક ભાટીયા બ્હેન.
૧૦૦ શેઠ જહાંગિર રતનજી ગીલ્ડર
૧૦૦ ,, ચતરભુજ જેચંદ
૧૦૦ ,, વ્રજલાલ જીવનદાસ
૫૧ શેઠ હંસરાજ તુળસીદાસની કું.
૫૦ ,, કાવસજી ફ્રામજીની કું.
૫૦ ,, ગિરધરદાસ જેઠાભાઇ
૫૦ ,, ઉત્તમચંદ રણછોડ
૨૫ ઝંઝીરાના બેગમ સાહેબા
૨૫ શ્રી. કાશીબાઇ હરીરામ વેલજી
૨૫ સૌ. ચંચળબાઇ છોટાલાલ
૨૫ સૌ. કાન્તાબ્હેન મણીલાલ જોશી
૨૫ સૌ. ગજરાબ્હેન રામસિંગભાઇ
૨૫ શ્રી. મંગળાબ્હેન તરફથી
(સ્વ. મોતીલાલ ફ. ના સ્મરણાર્થે.)
૨૫ શેઠ નેમચંદ ભીમજી
૨૫ ,, મુળરાજ ખટાઉ
૨૫ ,, નેમચંદ અમરચંદ
૨૫ ,, ગોરધનદાસ ભીમજી
૨૫ ,, કેશવજી દેવજી
૨૫ ,, ત્રીભોવનદાસ હેમચંદ
૨૫ ,, હરીદાસ પ્રેમજી
૨૫ ,, મોરારજી મુળજી
૨૫ ,, જગજીવનદાસ દીયાળ
૨૫ ,, પ્રાણુલાલ પ્રાગજી
૨૫ ,, માણેકલાલ પુરૂષોત્તમ
૨૫ શેઠ ભગવાનજી ધરમશી
૨૫ શેઠ પુરૂષોત્તમ રતનશી નરશી
૨૫ શેઠ જેરામ નથુરામ
૨૫ શેઠ હરજીવન વાલજી બનુસવાલા

૨૫ શેઠ દેવીદાસ લક્ષ્મીચંદ ઘેવરીયા
૨૫ શેઠ ખીમજી પુંજા
૨૧ શેઠ વનમાળી શામજી
૨૦ એક બ્હેન–K.
૧૫ શેઠ નેમચંદ જુઠાભાઇ
૧૨-૮ સૌ. વેલાબ્હેન દ્વારકાદાસ ગોરધનદાસ
૧૧ શેઠ જેઠાભાઈ મુળજીની કું.
૧૧ રા. કે. જે. સી.
૧૦ સૌ. વિજળીબાઇ દામોદરદાસ મોદી
૧૦ એક બ્હેન–R.
૧૦ શેઠ ભાણજીભાઇ ડાહ્યાભાઇ
૧૦ શેઠ મહમદઅલી એન. ફતેહઅલી
૧૦ શેઠ લક્ષ્મીદાસ ( કલકતાવાળા )
૧૦ શ્રી. કાશીબાઇ કેશવલાલ.
૧૦ સાધ્વી રૂક્ષ્મણીબાઇ
૧૦ એક ગૃહસ્થ.
૭ રા. નાગરદાસભાઇ
૬ ગં. જેઠીબાઇ હરકીસનદાસ
૫ સૌ. ત્રીવેણીબાઈ ગોકળદાસ
૫ ડૉ. ખાંડવાળા
૫ રા. નરોતમદાસ જેઠારામ
૫ રા. ગોકળદાસ મીસ્ત્રી
૫ ડૉ. એચ. એસ. દેવ
૫ રા. બી. બી. વોરા
૫ રા. રામલાલ રામનારાયણ
૫ રા. ગિરધરદાસ કુંવરજી
૫ શેઠ ગોકુળદાસ હંસરાજ
૫ સૌ. મણીબાઈ મથુરાદાસ
૪૦ પરચુરણ મદદના.

# ભગિની સમાજને સને ૧૯૧૬ ના ફેબ્રુઆરીથી ૧૯૧૭ ના જાન્યુઆરી સુધીમાં મળેલી ભેટની રકમો.

**રૂપિયા.**

૩૦૦ શેઠ જમનાદાસ દ્વારકાદાસ
૧૫૧ શેઠ જહાંગિર રતનજી ગીલ્ડર
૧૦૧ શેઠ રતનશી ધરમશી.
૧૦૦ A Sympathiser
૬૦ શેઠ ગોરધનદાસ ભગવાનદાસ.
૫૭ સ્વ. મોતીબાઇના ટ્રસ્ટી રા. વનરાવન દીયાળ.
૫૦ સૌ. ઇચ્છાગૌરી ભૂલાભાઇ દેશાઇ.
૫૦ સૌ. જમનાબાઇ ત્રીભોવનદાસ માલવી.
૫૦ શેઠ શંકરલાલ ઘેલાભાઇ બેન્કર
૫૦ સર પ્રભાશંકર દલપતરામ પટ્ટની
૫૦ શેઠ લક્ષ્મીદાસ તેરશી રવજી.
૫૧ શેઠ મણીલાલ જુગલદાસ
૫૧ શેઠ તુળસીદાસ મોનજી.
૫૧ શેઠ ડી. એસ. દીવેકર.
૩૦ શેઠ રણછોડદાસ ભવાન જીવરાજની કું૦
૨૫ ગં. સ્વ. મોતીબાઇ વરજીવનદાસ.
૨૫ સૌ. રામકોરબાઇ સુંદરદાસ.
૨૫ ,, હીરાબાઈ હરજીવન વાલજી.
૨૫ ,, મણીબાઈ અમૃતલાલ.
૨૫ શેઠ જયશંકર પી. ત્રીવેદી.
૨૫ શેઠ લાડ ગોવિંદદાસ.
૨૫ શેઠ મુળજી આશારામ ઓઝા
૨૫ શેઠ કલ્યાણજી મોનજી
૨૫ શેઠ નારણદાસ પુરૂષોત્તમ
૨૫ શેઠ. પુરૂષોત્તમદાસ વલભદાસ

૨૫ શેઠ ઉત્તમચંદ રણછોડ.
૨૫ શેઠ જેઠાલાલ રામજી
૨૫ શેઠ કલ્યાણજી મોનજી.
૨૧ શેઠ જીવનદાસ પીતાંબર
૨૧ શેઠ જગજીવનદાસ કલ્યાણજી
૨૦ સૌ. પ્રેમકોરબાઈ રૂગનાથ લાલજી
૨૦ શેઠ ડી. આર. ટોડીવાલા
૧૫ રા. શેઠ મોતીચંદ ગિરધર
૧૫ શેઠ જમનાદાસ ગોરધનદાસ
૧૫ શેઠ મુળચંદ લાલજી ઝવેરી
૧૫ શેઠ રણછોડદાસ શેષકરણ
૧૫ શેઠ હરખચંદ વેલજી.
૧૫ શેઠ હરખચંદ મેઘજી
૧૫ શેઠ કુંવરજી ધરમશી
૧૫ શેઠ કેશવજી દેવજી
૧૫ શેઠ ત્રીભોવનદાસ છોટાલાલ
૧૫ શેઠ જમનાદાસ મોરારજી
૧૧ શેઠ કલ્યાણદાસ જગમોહનદાસ
૧૧ શેઠ મોરારજી મુળજી
૧૦ સૌ. વેલાંબ્હેન દ્વારકાદાસ ગોરધનદાસ
૧૦ સૌ. પ્રેમકોરબાઈ પુરૂષોતમ દામોદર
૧૦ શેઠ રેવાશંકર જગજીવન
૧૦ શેઠ ધારશી અમરચંદ
૧૦ શેઠ દેવીદાસ મદનજી
૧૦ શેઠ ધરમદાસ ત્રીભોવનદાસ
૧૦ શેઠ દેવીદાસ લક્ષ્મીચંદ ધેવરીયા
૧૦ શેઠ લક્ષ્મીદાસ પીતાંબર
૧૦ શેઠ હરજીવનદાસ નેમીદાસ
૧૦ ડૉ. અનંતરાય દલાલ
૧૦ શેઠ સારાભાઇ
૧૦ શેઠ વલભજી હેમચંદની કું.

૧૦ શેઠ જેઠાભાઈ હીરજી
૧૦ એક ગૃહસ્થ
૧૦ શેઠ સુંદરજી હીરજી
૭ સૌ. લેડી લક્ષ્મીબાઈ તરફથી
(સ્વ૦ બેન કમળાના સ્મરણાર્થે.)
૫ મિસિસ ગોપાલજી રામજી
૫ સૌ. જયાબેન વલ્લભદાસ
૫ ,, કેસરબેન ગોરધનદાસ
૫ ,, મણીબાઇ હરીદાસ
૫ ,, હીરાબાઇ હરીદાસ
૫ ,, ગુલાબબાઇ વસનજી ખીમજી
૫ ,, લક્ષ્મીબાઇ લક્ષ્મીદાસ ખીમજી
૫ ગં. સ્વ. કપુરબાઇ છગનલાલ
૫ ગં. સ્વ. મટુબાઈ
૫ સૌ. મોતીબાઈ મોરારજી
૫ ,, મણીબાઇ કાનજી
૫ ,, મુળીબાઇ હરિલાલ
૫ ,, મણીબાઇ મુળજી ધરમશી
૫ ચી: લીલાવતી લાલભાઇ દલપતભાઇ
૫ શેઠ કરસનદાસ હરગોવિંદ
૫ શેઠ રૂગનાથજી ડાહ્યાભાઈ
૫ શેઠ અરદેશર સોરાબજી
૫ શેઠ નાગજી ઉત્તમચંદ
૫ શેઠ જમનાદાસ મોરારજી
૫ શેઠ જેઠાલાલ રામજી
૫ શેઠ જેરામ ગીગા
૫ શેઠ જેઠાભાઇ ગુલાબદાસ
૫ શેઠ પ્રેમજી નાગરદાસ
૫ શેઠ અમરચંદ ઝવેરચંદ
૫ શેઠ ધીરજલાલ દલસુખ

૫ રા. રા. પ્રો. બી. કે. ઠાકોર
૫ રા. રા. ઝાડેઝા રાણુભા ભાઇજી
૫ શેઠ માવજી ગોવિંદજી
૫ શેઠ ચુનીલાલ એન્ડ કુ.
૫ રા. રા. મોરારજી આણંદજી ટન્ના.
૫ રા. રા. ડા. જેઠાલાલ વી. વોરા.
૫ શેઠ ખીમજી તેજપાળ.
૫ શેઠ માધવજી જેસંગ.
૫ શેઠ ભગવાનદાસ હરજીવનદાસ.
૫ શેઠ ચીમનલાલ જીવણદાસ.
૫ શેઠ નાગરદાસ જાુઠાભાઈ.
૫ શેઠ કોરવાળા.
૭ શેઠ. હરજીવનદાસ નેમીદાસ
૫ શેઠ જગજીવન દીયાળ.
૫ શેઠ લાલજી જગજીવન
૫ શેઠ વેલજી રાઘવજી.
૫ શેઠ ફુલચંદ ધર્મચંદ
૫ શેઠ પ્રાણુલાલ મોતીચંદ
૫ એક ગૃહસ્થ.

---

૨૧૬૦-૦
૭૪-૪ પરચુરણ મદદ

---

૨૨૩૪-૪
૨૨૦-૪ સ્ત્રી સાહિત્ય માટે એક બ્હેને એકત્ર કરેલી ભેટની રકમ.
૬૦-૦ એક ભાટીયા ભગિની તરફથી સ્ત્રી કેલવણી ઉત્તેજનાર્થે
૩૬૭-૦ પત્રિકામાળાના વેચાણથી મળેલી રકમ.

---

૨૮૮૧-૮

## ભગિની સમાજનાં સભાસદો માટે સુચના.

જેઓ વાર્ષિક લવાજમ આપવા ઉપરાંત સમાજના કાર્યમાં નિયમીત ભાગ લેશે તેઓ કાર્યવાહક સભાસદ ગણાશે.

જેઓ આર્થિક કે એવી સંગીન વાર્ષિક મદદ આપશે તેઓ સલ્લાહકાર, સહાયક, કે શુભેચ્છક સભાસદ ગણાશે.

સાધારણ સ્થિતિની સ્ત્રીઓ પોતાની શક્તિ પ્રમાણે ગમે તે વાર્ષિક લવાજમ ભરી સમાજનાં શુભેચ્છક બ્હેન થઈ શકશે.

દરેક સભાસદ તેમજ શુભેચ્છકને સમાજનું સર્વ સાહિત્ય વિના મુલ્યે મળશે.

દરેક સભાસદના વર્ગનો નિર્ણય કારોબારી મંડળ કરશે.

ભગિની સમાજનું કારોબારી મંડળ, હરકોઇ સભાસદને, તેની યોગ્યતા તથા ઉપયોગ લક્ષમાં લઈ, હરકોઈ વર્ગમાં સભાસદ તરિકે લઈ શકશે.

### ભગિની સમાજનાં સભાસદોનું લવાજમ વર્ગ પ્રમાણે નીચે મુજબ રાખવામાં આવ્યું છે.

| | | | |
|---|---|---|---|
| A | સલ્લાહકાર સભાસદનું વાર્ષિક લવાજમ | રૂ. | ૩૦૦ |
| B | સલ્લાહકાર સભાસદનું વાર્ષિક લવાજમ | રૂ. | ૨૦૦ |
| A | સહાય્યક સભાસદનું વાર્ષિક લવાજમ | રૂ. | ૧૦૦ |
| B | સહાય્યક સભાસદનું વાર્ષિક લવાજમ | રૂ. | ૫૦ |
| | શુભેચ્છક સભાસદનું વાર્ષિક લવાજમ | રૂ. | ૨૫ |

શુભેચ્છક બ્હેનનું વાર્ષિક લવાજમ. શકિત પ્રમાણે.

[ આખા વર્ષનું લવાજમ પ્રથમથી લેવાશે. ]

# ભગિની સમાજ

## સ્વ૦ મ૦ ગોપાળ કૃષ્ણ ગોખલેના સ્મારક ચિન્હ તરિકે—

તા. ૧૯–ફેબ્રુઆરી–૧૯૧૬ ને દિને સ્થપાઇ.

**હેતુ.** સ્ત્રીજાતિની ઉન્નતિ થાય એવા પ્રયાસ કરવા અને સ્ત્રીજાતિની ઉન્નતિ માટે પ્રવૃત્તિ કરતી સંસ્થાઓને યથાશક્તિ સહાયભૂત થ

**સાધન.** પત્રિકામાળા, પુસ્તકો પ્રસિદ્ધ કરી તેનો ફેલાવો કરવો.

વ્યાખ્યાનમાળાની જુદે જુદે સ્થળે ગોઠવણ કરવી.

સ્ત્રીશિક્ષણ વર્ગોને મદદ કરવી અને વધારવા.

ભગિનીભાવથી સમાજસેવા કરવી અને બીજાને તેમ કરવા ઉત્તેજન આપી અનુકૂળતા કરી આપવી.

**સભાસદ.** ગુજરાતી ભાષાબોલનાર કોઇ પણ વ્યક્તિ, જે સ્ત્રીજાતિના ઉત્કર્ષ માટે પોતાના સમય, સાધન અને શક્તિનો સંગીન ઉપયોગ કરી ભગિની ભાવથી સમાજસેવા કરવા ઉત્સુક હશે તે, કારોબારી મંડળની સંમતિથી ભગિની સમાજનાં કાર્યવાહક, સલાહકાર, સહાયક, શુભેચ્છક સભાસદ,વા શુભેચ્છક થઇ શકશે.

( સભાસદ થવા ઇચ્છનારે ફોર્મ મંગાવી લેવા કૃપા કરવી. )